પ્રાપ્તિસ્થાન :—

સારાભાઈ મણિલાલ નવાબ, છીપામાવજીની
પોળ, અમદાવાદ. ૧

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા
અમદાવાદ. ૧

શ્રી મેઘરાજ જૈન પુસ્તક ભંડાર, ગોડીજીની
ચાલ, કીકા સ્ટ્રીટ, મુંબઈ. ૨

શ્રી સરસ્વતી પુસ્તક ભંડાર, રતનપોળ,
હાથીખાના અમદાવાદ ૧

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ,
અમદાવાદ. ૧

શ્રી સોમચંદ ડી. શાહ, જીવન નિવાસ સામે,
પાલીતાણા (સૌરાષ્ટ્ર)

વિદ્યાર્થી અવસ્થામાં વિવાહ કરવો એ પાપ છે: અને
લગ્ન કરવું એ મહાપાપ છે.

—મણિલાલ મગનલાલ અભેચંદ

મુદ્રક મણિલાલ છગનલાલ શાહ • નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ • અમદાવાદ.
પ્રકાશક . સારાભાઈ મણિલાલ નવાબ • છીપામાવજીની પોળ
અમદાવાદ. ૧

# સમર્પણ



આ ધર્મકથાઓના સર્જકોને
અને તેનો પ્રચાર કરનારાઓને

સારાભાઈ નવાબ



# પ્રકાશકનું નિવેદન

જૈનધર્મના પ્રચારક જૈન મુનિવરોએ જગત માત્રનુ કલ્યાણ કરવાની ભાવનાથી જ રચેલી '૭૫ નીતિકથાઓ' કથામંજરી ભાગ પહેલામાં મેં માત્ર દશ જ દિવસ ઊપર જાહેર જનતા સમક્ષ મૂકી છે.

જૈનસંસ્કૃતિના પ્રચારક મુનિવરોએ રચેલી હજારો કથાઓ જૈન સાહિત્યમાં મળી આવે છે. આ કથાઓના મેં મારી દૃષ્ટિએ હું પહેલા ભાગમાં જણાવી ગયો છું તે મુજબ બાર વિભાગો પાડ્યા છે.

આ ધર્મકથાઓની ચૂંટણી કરવામાં પહેલા ભાગની માફક જ મારી ધર્મપત્નિ અ સૌ **લીલાવતી**એ તથા મારી મોટી પુત્રી ચિ. વિદ્યાએ પણ બનતી મદદ કરી છે. તે માટે તે બંનેનો અને પ્રુફ સંશોધનાદિ કાર્ય કરવા માટે મારા એકના એક પુત્ર ચિ. જગદ્દચંદ્રને પણ મારે ભૂલવા ન જોઈએ.

હાલમાં તો આ કથામંજરીના બાર ભાગો દર વરસે ત્રણના હિસાબે પ્રસિદ્ધ કરવાની યોજના છે. ચાલુ વર્ષમાં પહેલા ભાગમા ૭૫ **નીતિકથાઓ** અને ૧૩૨ રેખાચિત્રો તથા આ બીજા ભાગમાં ૫૯ **ધર્મકથાઓ** અને ૨૨ ચિત્રો પ્રસિદ્ધ થઈ ગએલ છે અને ત્રીજા ભાગ તરીકે '**સિરિસિરિવાલ કહા**'નું અક્ષરશઃ ગુજરાતી ભાષાંતર તેના વિસ્તૃત વિવેચન સાથે '**તપકથા**' તરીકે આપવાનું નક્કી કરવામાં આવેલ છે. '**શ્રીપાલ કથા**'માં તો કેટલાક ચિત્રો રંગીન પણ આપવા પ્રયત્ન કરવામાં આવશે.

પહેલા ભાગમાં જણાવ્યા પ્રમાણે આ બીજા ભાગની પણ કિંમત લગભગ પડતર જ રાખવામાં આવેલી છે; અને જો જાહેર જનતા મારા આ પ્રકાશનોની નકલો સારા પ્રમાણમાં ખરીદીને મારી આ નવી પ્રવૃત્તિને ઉત્તેજન આપશે તો, આવતા વરસે વધારે નકલો છપાવીને બને તેટલી ઓછી કિંમત રાખવામાં આવશે. ઓછી કિંમત રાખવાનુ અમલમાં તો જ મૂકી શકાય તેમ છે કે જનતા જેમ બને તેમ મારા આ પ્રકાશનોની નકલો જલદી ખરીદ કરીને મને ઉત્તેજન આપે.

રસપ્રિય હોય તેવા જનો માટે વાંચવા લાયક રસના અવતરણ રૂપ આ ટૂંકી કથાઓનો સંગ્રહ ત્યાગી એવા જૈન મુનિવરોએ રચેલો છે.

ચારે વિદ્યાઓ કેળવવામાં કુશળ એવા મુનિઓના ઉપદેશમાં આ કથાઓ સોનેરી પુષ્પની માળા જેવી ઉત્તમ સુગંધી આપનારી થાઓ.

અંતમાં, મારી સાહિત્ય પ્રવૃત્તિને આજ સુધી અવિ-
છિન્ન પણે ચાલુ રાખવાનો મુખ્ય યશ **શ્રીમાન્ માણેકલાલ
ચુનીલાલ શાહ. જે. પી** ના ફાળે જાય છે, તેઓ સિવાય
મારી સાહિત્ય પ્રવૃત્તિને ઉત્તેજન આપનાર પૂજ્ય મુનિવરો
તથા મારા હિતેસ્વી મુરબ્બીઓનો તથા મિત્રોનો આભાર
માનવાની આ તક લઉં છું, અને આશા રાખું છું કે મારી
આ પ્રવૃત્તિને પણ તેઓ તરફથી તેવો જ આવકાર મલશે.

આ ગ્રંથમાલાનુ સમર્પણ આ કથાઓના સર્જકોને જ
કરીને એક નવો માર્ગ શરૂ કરવાનું હું યોગ્ય ધારૂં છું.

આ પુસ્તકનુ છાપકામ સુંદર રીતે કરી આપવા માટે
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસના માલિક **શ્રીયુત્ મણિલાલ
છગનલાલ શાહનો** બ્લોકો તથા જેકેટનું સુંદર છાપકામ
કરી આપવા માટે દીપક પ્રિન્ટરીવાળા **નટવરલાલ રાવતનો**
તથા બ્લૉકો બનાવી આપવા માટે **ગુજરાત પ્રોસેસ
સ્ટુડિયોનો** પણ આભાર માનવાની આ તક લઉં છુ.

સંવત ૨૦૧૦ ના ચૈત્ર વદી ૫ **સારાભાઈ મણિલાલ નવાબ**
શુક્રવાર તા ૨૩—૪—૫૪ છીપા માવજીની પોળ અમદાવાદ–૧



# અનુક્રમણિકા

# ચિત્રાનુક્રમ



ચિત્ર ૧ અષ્ટાપદ ચડતા ગૌતમસ્વામી (પૃષ્ઠ ૬)

# કથામંજરી-૨

## શશી અને સૂરની કથા

## ૭૬

આ ભરતક્ષેત્રમાં શુક્તિમતી નામના નગરમાં શશી નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને સૂર નામનો એક નાનો ભાઈ હતો. બંને એક દિવસ ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયા.

વનમાં વૃક્ષની નીચે એક સાધુને બેઠેલા દેખ્યા. તે વખતે બંને ભાઈઓ સાધુને વંદન કરવા ઘોડા ઉપરથી નીચે ઉતર્યાં અને તેઓની સન્મુખ બેઠા.

સાધુએ પણ ધર્મલાભ આપી ધર્મોપદેશ આપ્યો. તેઓનો ઉપદેશ સાંભળીને નાના ભાઈ સૂરે દીક્ષા લીધી. પછી તે ભાઈના સ્નેહને લીધે પોતાના મોટા ભાઈ શશીને કહેવા લાગ્યો કે–" હે બાંધવ ! આ જીવે જનમો જનમ ભોગ ભોગવ્યા, સમુદ્ર જેટલાં પાણી પીધાં, મેરુ પર્વત જેટલાં ધાન્ય ખાધાં, તો પણ તૃપ્તિ ન થઈ."

શશી તેને જવાબ આપતાં કહેવા લાગ્યો કેઃ–" હે બાંધવ ! એવો તે કોણ મૂર્ખ હોય કે જે ઉત્તમ રાજભોગ, લલિત લોચનવાળી સ્ત્રી, પાન, ફૂલ, તંબોલાદિ ઉત્તમ પ્રકારની ભોગ સામગ્રીનાં સુખને છોડીને પરલોકના સુખને માટે ઉપવાસાદિક કષ્ટ કરે. પરલોક છે કે નથી તે કોણે જોયો

છે ? તમે જો ડાહ્યા હો તો આ મળેલા ભોગો ભોગવો, પોતાના આત્માને શાંતિ આપો. પામેલું યૌવન ફોગટ ન ગુમાવો."

ભાઈના આવાં વચન સાંભળીને સૂર મુનિ ખિન્ન થયા. પછી ગુરુની આજ્ઞા લઈને વિહાર કરી ગયા. નિરતિચાર ચારિત્ર પાળીને અંતે અનશન કરીને સમાધિપૂર્વક મરણ પામીને દેવલોકમાં ઉત્પન્ન થયા. શશી રાજા વિષયાસક્ત હોવાથી મરણ પામી નરકે ગયો.

દેવલોકમાં રહેલા સૂર રાજાના જીવ દેવે અવધિજ્ઞાનના બલે કરીને પોતાના ભાઈને નરકના દુઃખ ભોગવતો દીઠો. તે વખતે દેવલોકથી નીકળીને નરકમા જઈ પોતાનુ રૂપ તથા શક્તિ પ્રગટ કર્યાં.

તે દેખી શશી બોલ્યો કે–" હે બાંધવ ! હજુ પણ મારો તે મનુષ્યભવનો દેહ પડચો છે, માટે તું ત્યાં જઈને તે દેહની યત્ના (સારવાર) કર કે જેથી હું નરકથી નીકળીને સુખી થાઉ."

આ સાંભળી સૂર બોલ્યો કે–" અરે મૂર્ખ ! જીવ રહિત પડી રહેલો દેહ તે શું સુકૃત કરશે ? પ્રથમથી જ તેં જો ધર્મ માટે કષ્ટ સહન કર્યું હોત તો આ નરકમાં તારે અવતરવું ના પડત. હવે તું તારૂ મન ઠેકાણે રાખીને કર્મ ખપાવ, કરેલા કર્મોનો પશ્ચાતાપ કર, જેથી આગલા ભવે સુખી થઇશ." એમ કહી સૂર પોતાના સ્થાનકે ગયો.

આવી રીતે મનુષ્યભવમાં જે જીવ ધર્મનું આચરણ ન કરે તે શશીની માફક પરભવમાં પશ્ચાતાપને પામે છે.

## સૂર્યાભદેવની કથા

## ૭૭

એક વખત પ્રભુ શ્રીમહાવીર અમલકપ્પા નામની નગરીએ સમોસર્યા. તે વખતે સૂર્યાભવિમાનવાસી સૂર્યાભ દેવતા વંદન કરવા માટે આવ્યો. તે પ્રભુ આગળ બત્રીશ-બદ્ધ નાટક કરીને પોતાના સ્થાનકે પાછો ગયો.

પછી ગૌતમસ્વામીએ ભગવાન મહાવીરને પૂછ્યું કે–"હે પ્રભુ! આવી ઋદ્ધિ આ દેવતાએ કયા પુણ્યથી પ્રાપ્ત કરી?"

તે વખતે પ્રભુએ કહ્યું કે–"શ્વેતાંબિકા નામની નગરીમા પ્રદેશી નામે રાજા હતો. તે રાજાને સૂરિકાંતા નામની રાણી અને ચિત્ર નામનો સારથિ હતો. તે એક વખતે શ્રાવસ્તિ નગરીએ ગયો. ત્યાં કેશી કુમાર મુનિને વંદન કરીને ધર્મોપદેશ સાંભળ્યો. ધર્મોપદેશ સાંભળીને સારથિએ કેશીકુમાર પાસે શ્રાવકધર્મ અંગિકાર કર્યો.

પછી તે ચિત્ર સારથિએ રાજાને પ્રતિબોધ કરવા માટે ગુરુ મહારાજને શ્વેતાંબિકા નગરીએ પધારવા વિનંતિ કરી. કેટલાક દિવસે વિહાર કરતા કેશીકુમાર શ્વેતાબિકા પધાર્યા.

ચિત્ર સારથિને ગુરુ પધાર્યાની ખબર પડી. ગુરુ મહારાજને ઉતારો આપીને કહ્યું કે-" હે સ્વામી! રાજા નાસ્તિક છે તેથી તેને ઉપદેશ આપીને ધર્મમાં જોડવાની ખાસ જરૂરત છે. હું કોઈપણ ઉપાય કરીને રાજાને અહીં લાવીશ."

એક વખત ઘોડા ખેલાવવાના બહાને પ્રદેશી રાજાને ચિત્ર સારથિ કેશીકુમાર પાસે તેડી લાવ્યો. ગુરુ મહારાજને નજીકમાં જ વ્યાખ્યાન વાંચતા જોઈને ચિત્ર સારથિને રાજા કહેવા લાગ્યો કે-" હે સારથિ! આ ઉઘાડા માથાવાળો સાધુ શું બોલે છે? તેઓ શું જમીન ઉપર જ રહે છે?"

તે વખતે સારથિએ કહ્યું કે-" હે સ્વામી! ચાલો આપણે જઈને પૂછીએ."

રાજા પણ ત્યાં જઇ પૂછવા લાગ્યો કે-" હે મૂંડ! શરીરમાં આત્મા તો નથી તો પછી ધર્મનું ફળ કોણ ભોગવે?"

ગુરુએ કહ્યું કે-" તમારા કહેવા પ્રમાણે નજરે દેખાય તે પ્રમાણ અને નજરે ન દેખાય તે અપ્રમાણ. તો પછી તમારા માતાપિતા પણ નજરે દેખાતાં નથી, માટે અપ્રમાણ જ થયાં?"

રાજા બોલ્યો કે-" જો ધર્મ અધર્માદિક છે, તો મારો પિતા અનેક જીવોનો સંહાર કરનાર હતો માટે નરકે ગયો હશે? અને મારી માતા ધર્મિષ્ઠ હતી માટે સ્વર્ગે ગઈ હશે? તો હે ભિક્ષાચર! હું તો તેનો અત્યંત વહાલો પુત્ર હતો, તો તે આવીને મને ધર્મનો પ્રતિબોધ આપે તો પરલોક પણ છે, તથા પુણ્ય પાપ પણ છે, ઈત્યાદિ સર્વ વાત હું સત્ય કરીને માનુ."

તે વખતે આચાર્યે બોલ્યા કે-" હે રાજન્! બંદીવા-

નની માફક તારો પિતા કર્મરૂપી પાશથી બંધાએલો છે. તે શી રીતે અહિં તારી પાસે આવી શકે?"

રાજા બોલ્યો કે–"મારા માતાજીને સ્વર્ગમાંથી આવતાં શી હરકત નડે છે?" સૂરિ બોલ્યા કે–"તે તો સંપૂર્ણ વાંછિત સુખ ભોગવે છે, તેથી નહિ આવે. વળી મનુષ્ય લોકની દુર્ગંધ ખૂબ ઊંચે સુધી ઉછળે છે, તે તેનાથી સહન થાય નહિ."

રાજા બોલ્યો કે–"મેં એક ચોરને પકડીને પથરાની કોઠીમાં નાખી તેનુ ઢાંકણુ બંધ કરી દીધું. પછી કેટલાક દિવસે ખોલીને જોયુ તો ચોરનુ શરીર તિલતિલની માફક દીઠું, પરંતુ અંદર જીવ દીઠો નહિ! માટે જીવ નથી. વળી એક ચોરને તોલ કરીને પછી ફાંસી દઈને મારી નાખી ફરી તોલ્યો તો કાંઈપણ વધેલો કે ઘટેલો દેખાયો નહિ! માટે શરીરમાં જીવ છે જ નહિ."

પછી આચાર્ય બોલ્યા કે–"છિદ્ર વગરની કોઠીમાં પેસીને કોઈક શંખ વગાડે, તે શંખનો શબ્દ જેમ બહાર સંભળાય છે, તેમ જીવનો પણ એવો જ સ્વભાવ જાણવો. વળી અરણીના લાકડાંને ફાડીને જોતાં તેમાં અગ્નિ દેખાતો નથી, પરંતુ ઉપયોગથી અગ્નિ પ્રગટ થાય છે. તેમ જીવનો પણ સ્વભાવ જાણવો."

આવાં અનેક દૃષ્ટાંતો આપીને રાજાને પ્રતિબોધ કરીને શ્રાવક બનાવ્યો. એક વખતે તેની રાણી સૂરિકાંતાએ તેને ઝેર આપ્યુ. તે વખતે રાજા અનશન લઈને સમાધિપૂર્વક મરણ પામીને સૂર્યાભવિમાનમાં સૂર્યાભ નામનો દેવ થયો." ત્યાંથી ચવીને મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઈને મોક્ષે જશે.

# શ્રીગૌતમસ્વામીની કથા

## ૭૮

એક વખતે પ્રભુ શ્રીમહાવીરે વ્યાખ્યાન આપતાં કહ્યુ કે, જે અષ્ટાપદ પર્વત ઉપર ભરતચક્રવર્તીની બનાવરાવેલી ચોવીશ તીર્થંકરોની પ્રતિમાઓ છે, તેને જે પોતાની લબ્ધિના પ્રતાપે જઈ વંદન કરે, તે પ્રાણી તે જ ભવમાં મોક્ષે જાય.

આ પ્રમાણે સાંભળીને ગૌતમસ્વામી પોતાને મોક્ષે જવાનો નિર્ણય કરવા માટે પ્રભુની આજ્ઞા માંગીને અષ્ટાપદ પર્વત તરફ જવા લાગ્યા. તેઓશ્રીને કૌડિન્યાદિક તાપસોએ આવતા દેખ્યા, તે વખતે તાપસો અંદરોઅંદર કહેવા લાગ્યા કે આ મોટા મુનિશ્વર આવે છે, પરંતુ યોજન પ્રમાણ પગથીયાં તેઓ શી રીતે ચડી શકશે ?

અમે મોટી તપસ્યા કરનાર પાચસોને એક જણ તે એકેક ઉપવાસ કરી સૂકા પાંદડાંઓથી પારણુ કરનાર એક પગથીયુ ચડયા ( જૂઓ ચિત્ર. ૧ ), પણ આગળ જઈ શકતા નથી. એવો વિચાર કરે છે, એવામાં ગૌતમસ્વામી ચડયા, યાવત્ દર્શન કરી પાછા ફર્યા, તે વખતે ગૌતમસ્વામી પાસે પંદરસોને

ત્રણ તાપસોએ દીક્ષા લીધી. શાસનદેવીએ સાધુનો વેશ લાવી આપ્યો.

પછી રસ્તામાં આવતાં સર્વને ગૌતમસ્વામીએ પૂછ્યુ કે-"તમારે આજે શેનાથી પારણુ કરવું છે ?" તે વખતે તાપસો બોલ્યા કે-"ખીર, ખાંડ, ઘૃતનું પારણું કરીએ તો સારૂ." પછી ગૌતમસ્વામી પાત્રું ભરીને ખીર વહોરી લાવ્યા. પારણું અક્ષિણમહાનિશિ લબ્ધિના બલે કરીને સર્વ તાપસોને કરાવ્યુ.

આવો ચમત્કાર દેખીને પોતાના મનમાં ગુરુતત્ત્વની ભાવના ભાવતાં ભાવતાં પાંચસોને એક તાપસોને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. પાંચસોને એકને પ્રભુનુ સમવસરણ (જૂઓ ચિત્ર. ૨) દેખતાં કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ. બાકીના પાંચસોને એકને પ્રભુ મહાવીરની વાણી સાંભળતાં કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ. તે ૧૫૦૩ તાપસોને કેવલજ્ઞાન ઉત્પન્ન થએલુ હોવાથી પ્રભુ શ્રીવીરને વંદન કરીને કેવલીની સભામાં બેઠા.

શ્રીગૌતમસ્વામીને શંકા ઉત્પન્ન થએલી જોઈને પ્રભુ બોલ્યા કે-"તેઓને કેવલજ્ઞાન ઉત્પન્ન થએલું છે, અને હું નિર્વાણ પામીશ તે વખતે તને પણ કેવલજ્ઞાન ઉત્પન્ન થશે." તે સાંભળી શ્રીગૌતમસ્વામીને સંતોષ થયો. તેઓ અનુક્રમે કેવલજ્ઞાન પામીને મોક્ષ સુખ પામ્યા.

**ગુરુસેવાનું આવું ફલ જાણીને 'હે ભવ્ય લોકો! તમે ધર્મને દેનારા સદ્‌ગુરુની સેવા કરો, કે જેથી સંસાર સાગર સુખેથી તરો.'**

# રોહિણીયા ચોરની કથા

## ૭૯

રાજગૃહી નગરીની નજીકમાં આવેલા વૈભાર પર્વતની ગુફામાં લોહખુરો નામનો એક ચોર રહેતો હતો. તે સર્વદા પાપકર્મમાં આસક્ત, અને સાતે વ્યસનો સેવવામાં તત્પર રહેતો હતો. તેને ત્યાં રોહિણિ નક્ષત્રમાં એક પુત્ર ઉત્પન્ન થયો. તેનું નામ રોહિણીયો પાડવામાં આવ્યુ. તે અનુક્રમે યુવાવસ્થાને પામ્યો (જૂઓ ચિત્ર. ૩). તેણે અનેક વિદ્યાઓનો અભ્યાસ કર્યો અને તે સર્વ કલાઓમાં પારંગત થયો.

એક વખત તેનો પિતા મરણ પથારીએ પડ્યો. તે વખતે તે પુત્રને કહેવા લાગ્યો કે—"હે વત્સ! તું મારી શીખામણ સાંભળ, અને પ્રતિજ્ઞા લે કે તું મહાવીર પ્રભુની વાણી સાંભળીશ નહિ; તો હું નિરાતે મરણ પામું."

રોહિણીયાએ તે પ્રમાણે પ્રતિજ્ઞા લીધી અને લોહખુરો મરણ પામ્યો. રોહિણીયાએ તેનુ મૃત કાર્ય કર્યું, અને તે નગરીમાં ચોરી માટે ફરવા લાગ્યો.

એક વખતે પ્રભુ શ્રીમહાવીર વિહાર કરતા રાજગૃહના ઉદ્યાનમાં સમોસર્યા. દેવતાઓએ રચેલા સમવસરણમાં બેસીને પ્રભુ દેશના દેતા હતા. તે વખતે રોહિણીયો પણ પર્વતમાંથી



ચિત્ર ૨ શ્રીમહાવીરસ્વામીનું સમવસરણ (પૃષ્ઠ ૭)



ચિત્ર ૩ રોહિણેય (પૃષ્ઠ ૮)

નીકળીને રાજગૃહ નગર તરફ જતો હતો. રસ્તામાં સમવ-સરણુ દેખી તે ચિંતવવા લાગ્યો કે આ માર્ગે જતાં મારાથી મહાવીર પ્રભુનું વચન જરૂર સંભળાશે, અને તો પિતાની પાસે લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ થશે; અને જો બીજા રસ્તે થઈને જઇશ તો બહુ જ વખત લાગશે, તેમ ગયા વિના ચાલે તેવું નથી.

તેથી તે પોતાના બંને કાનમાં આંગળા ઘાલીને, બંને પગરખાં હાથમાં લઇને એકદમ દોડ્યો અને સમવસરણુ નજીક આવી પહોંચ્યો કે તેના પગમાં તે જ વખતે કાંટો વાગ્યો. તે કાંટાને પગમાંથી કહાડવા માટે કાનમાંથી આંગળી કહાડીને નીચે નમ્યો, તે વખતે સર્વ સંદેહોનું છેદન કરનારી પ્રભુ શ્રીવીરની અમૃતતુલ્ય એવી વાણી તેના સાંભ-ળવામાં આવી.

તે વખતે પ્રભુ દેવતાના સ્વરૂપનું વર્ણન કરતા કહેતા હતા કે–"દેવોનો શ્વાસોશ્વાસ સુગંધવાળો હોય છે. દેવોનુ શરીર વાળ, માંસ, નખ રૂધિર, મૂત્ર તથા વિષ્ટા વગરનુ હોવાથી નિર્મલ હોય છે. દેવો એક જ અંતર્મુહૂર્ત્તમાં ચુવાન અવસ્થામાં જ ઉત્પન્ન થાય છે (જૂઓ ચિત્ર ૪); વળી તેઓ હમેશાં ચુવાન જ હોય છે. અને સર્વ શરીરે ભૂષણુ ધરનારા હોય છે. તેઓની ચક્ષુઓ બંધ થતી નથી, તેઓના ગળાની માળાઓ કરમાતી નથી; વળી તેઓ જમીનથી ચાર આંગળ અદ્ધર રહેલા હોય છે અને જમીનને અડીને ચાલતાં નથી."

કાંટો કહાડતી વખતે સાંભળેલા આ શબ્દો ભૂલવા માટે તેને ઘણો પ્રયત્ન કર્યો, તો પણ તે શબ્દો તે ભૂલી

જઈ શક્યો નહિ. પછી ગામમાં જઈ ચોરી કરી લોકોને ત્રાસ આપીને રોહિણેય પોતાના સ્થાનકે ગયો.

એક વખતે રાજગૃહની સર્વ પ્રજાએ રાજાની આગળ વિનંતિ કરી કે:–"હે સ્વામી! આ ગામમાં ચોરના ત્રાસથી અમે બધા ત્રાસી ગયા છીએ." તે સાંભળી રાજાએ સેવકોને બોલાવીને કહ્યું કે:–"અરે! તમે લોકો ચોરને પકડતા કેમ નથી?"

તે સાંભળી સેવકો બોલ્યા કે:–"હે સ્વામી! અમે તો ચોરને પકડવા માટે ઘણાએ પ્રયત્નો કર્યા, પરંતુ એ ચોર ક્ષણમાં દેખાય છે, અને ક્ષણમાં દેખાતો નથી. તેથી અમારા હાથમાં આવતો જ નથી."

તે વખતે રાજાએ અભયકુમારને કહ્યુ. અભયકુમારે કોટવાલને કહ્યું કે નગરના દરવાજામાં કોઈ નવીન માણસ પ્રવેશ કરે અથવા બહાર નીકળે, તો ઓળખીને જવા દેજો. કોટવાલે પણ છૂપાઈને દરવાજે રહીને ચોકસાઈ કરતાં એક રાત્રે રોહિણીયાને નગરમાં પ્રવેશ કરતાં આકૃતિ ઉપરથી ચોર જાણીને રોહિણીયાને પકડ્યો. બાંધીને રાજા આગળ લાવ્યા.

રાજાએ અભયકુમારને પૂછ્યું કે:–"એને શી શિક્ષા કરવી જોઇએ." તે વખતે અભયકુમારે કહ્યુ કે:–"ચોરેલી વસ્તુ હાથ લાગ્યા વિના શિક્ષા થઈ શકે નહિ."

રાજાએ રોહિણેયને પૂછ્યું કે:–"તું કયા ગામનો રહીશ છું અને તારૂં નામ શું? વળી તું ધંધો શું કરે છે? તે કહે."

રોહિણેય બોલ્યો કે:–"મારૂં નામ દુર્ગચંડ છે, જાતે કણબી છુ, અને શાલીગ્રામમાં રહું છું. ખાસ કામ માટે

અહીં આવ્યો છું. આવતાં મોડું થયું તેથી કોટવાલે મને પકડયો.”

રાજાએ તે વાતનો નિશ્ચય કરવા માટે ગુપ્તપણે શાલીગ્રામ માણસ મોકલ્યો. પરંતુ ચોરે પ્રથમથી સંકેત કર્યા પ્રમાણે ત્યાંના રહેવાસીઓએ તેનુ નામ ઠામ સર્વ તે જ પ્રમાણે તે માણુસને સંભળાવ્યુ.

તે માણુસે પાછા આવીને રાજા આગળ સર્વ સમાચાર કહ્યા; તે સાંભળી અભયકુમારે વિચાર્યું કે આ ચોર જ છે પરંતુ તે મહાકપટી છે. પછી તેને દિલાસો આપી પોતાની પાસે રાખ્યો.

અભયકુમાર જે વખતે સામાયિક પોસહ પ્રમુખ કરતા હતા, તે વખતે તે પણ તેમજ અભયકુમારની સાથે રહીને શ્રાવકની ક્રિયા કરતો હતો; તેના મનમાનો ભાવ કોઈપણ જાણી શકતું નહિ.

હવે અભયકુમારે એક મોટો મહેલ તૈયાર કરાવ્યો. તેમાં જુદી જુદી જાતનાં ચિત્રો ચીતરાવ્યાં. નાના પ્રકારનાં ચંદરવા બંધાવ્યા. મહેલની ઉપર અત્યંત સુદર ધજાઓ બંધાવી અને તેમા શિલારસ, અગર, ચંદન વગેરે નખાવ્યા. ધૂપ પરિમલ સળગતા રખાવ્યા. દરવાજાને તોરણો બંધાવ્યાં. અપૂર્વ શય્યા પથરાવી. ફૂલો તથા ફૂલની માળાઓ ચારે બાજુ સુગંધી માટે પાથરી દેવામાં આવી.

સોળ વરસની ઉંમરની અત્યંત રૂપવાન આઠ ગણિકાઓને સોળે શણગાર સજાવીને, તેઓના હાથમાં મૃદંગ આપી ત્યાં ઊભી રખાવી (જૂઓ ચિત્ર ૫). પછી તે આવાસમાં-

અભયકુમારે તે રોહિણેયને સાધર્મીભાઈના સંબંધથી જમવાનું આમંત્રણ આપીને બોલાવ્યો.

જમાડતાં જમાડતાં વચમાં ચંદ્રહાસ મદિરાનુ રોહિણેયને પાન કરાવી દેવામાં આવ્યુ. તેથી તે બેબાકળો થઈ ગયો. તે વખતે મહેલની શય્યા ઉપર તેને સૂવાડી દીધો. ચાર ઘડી વીત્યા પછી તેને ભાન આવ્યુ. તે વખતે તે ગણિકાઓ 'જયજય નંદા જયજય ભદ્દા' એવા શબ્દો બોલીને બત્રીશ-બદ્ધ નાટક કરવા લાગી. અને તે ચોરને પૂછવા લાગી કે- "તમે એવું તે શું પુણ્ય ગયા ભવમાં કીધુ હતું કે જેથી તમે અમારા સ્વામી થયા અને દેવલોકમાં ઉત્પન્ન થયા?"

રોહિણેય તે વખતે વિચારવા લાગ્યો કેઃ-"આ શું વાત છે? મેં તો ગયા ભવમા કાંઈ પણ એવું પુણ્ય કર્યું નથી, કે જેથી હું દેવતા થયો હોઉં. વળી મહાવીરના વચન પ્રમાણે તો દેવતાની આંખો અનિમેષ હોય છે, તે પ્રમાણે તો આ સ્ત્રીઓની આંખો દેખાતી નથી. મને લાગે છે કે આ બધું અભયકુમારનુ જ કારસ્તાન હોવું જોઈએ." મારે પણ કપટ સામે કપટ જ આચરવું જોઈએ.

આ પ્રમાણે વિચારીને તે કહેવા લાગ્યો કેઃ-"હે સ્ત્રીઓ! મેં ગયા ભવમા દાન, પુણ્ય, ધર્મ, સાત વ્યસન રહિત જીવન, નિયમ, વ્રત, જીર્ણોદ્ધારાદિ પુષ્કળ પુણ્ય કરણી કરેલી છે તેથી તમારા સ્વામી તરીકે ઉત્પન્ન થયો છું."

તે વખતે દેવાગનાઓના રૂપે રહેલી ગણિકાઓ બોલી કેઃ-"મનુષ્ય ભવમાં કાંઈ પાપકર્મ કર્યાં હોય તો તે પણ અમને કહી સંભળાવો."

રોહિણેય બોલ્યો કે:–" મેં મનુષ્ય ભવમાં કેવલ ધર્મ જ કર્યો છે, પરંતુ કાંઈ પણ પાપકર્મ કર્યું નથી."

આ બધી વાત ગુપ્ત રીતે સાંભળીને અભયકુમારે જાણ્યુ કે આ મોટો બુદ્ધિમાન છે. એના જેવા બુદ્ધિમાન કોઈ વિરલ જ હશે! પછી શ્રેણિક રાજાને પૂછીને તે રોહિ-ણેયને છોડી મૂક્યો.

રોહિણેય પણ ઘેર પહોંચી વિચાર કરવા લાગ્યો કે મરવાનુ કષ્ટ મહોટું હતું અને તેમાંથી હું બચત નહિ. પરંતુ પગમાથી કાંટો કહાડતાં શ્રીવીર પ્રભુની થોડી પણ વાણી જે મારા સાંભળવામાં આવી તે પણ મને ઉપકારક થઈ. માટે શ્રીવીર પ્રભુને શરણે જ જાઉં તે જ મારા માટે ઉત્તમ છે.

પછી રોહિણેય શ્રીવીર પ્રભુની પાસે આવી નમસ્કાર કરીને કહેવા લાગ્યો કે:–" હે પ્રભુ! નાસતાં નાસતાં આપણી થોડી વાણી મારા સાંભળવામા આવી, તેથી હુ મરણાંત કષ્ટથી બચી ગયો છું. માટે હે પ્રભુ! કૃપા કરીને મારા બંને ભવ સુધરે તેવો ઉપાય બતાવો."

પ્રભુએ તેને ધર્મનો ઉપદેશ આપ્યો. તે સાંભળીને દીક્ષા લેવા માટે તે તત્પર થયો. પ્રભુને વિનંતિ કરી તે કહેવા લાગ્યો કે. " હે પ્રભુ! હું શ્રેણિક રાજાને મલીને, પાછો આવીને આપશ્રીની પાસે દીક્ષા લઈશ."

પછી રોહિણેય ત્યાંથી નીકળીને શ્રેણિક રાજાની પાસે આવીને કહેવા લાગ્યો કે:–" હે સ્વામી! હું રોહિણેય નામનો ચોર છું, અને મહાપાપોનો કરનારો છું. પરંતુ શ્રીવીર પ્રભુનાં

વચનો સાંભળવાથી હું બચી ગયો છું. હવે મને દીક્ષા લેવાનો વિચાર છે, માટે વૈભાર પર્વતની ગુફામાં મેં ચોરી લાવેલુ ધન રાખેલું છે, તે આપ મારી સાથે ત્યાં પધારીને સર્વ પ્રજાજનોને તેમનુ ધન ઓળખાવી ઓળખાવીને પાછું સુપ્રત કરી દો."

રોહિણેયે પોતાના આખા કુટુંબને બોધ આપીને, તેઓની આજ્ઞા મેળવીને દીક્ષા લીધી. નિરતિચાર ચારિત્ર પાળીને અંતિમ સમયે અનશન કરીને તે દેવલોકમાં ઉત્પન્ન થયો.

રોહિણેયની માફક જે કોઈ પ્રાણી સિદ્ધાંતના વચનને અનુસરે તે સુખને પ્રાપ્ત કરે છે.

# શ્રીભરત ચક્રવર્તીની કથા

## ૮૦

અન્યાયને દૂર કરતા ભરત ચક્રવર્તી અયોધ્યામાં રાજ્ય કરતા હતા. કેવલજ્ઞાન ઉત્પન્ન થયા પછી શ્રી ઋષભદેવપ્રભુ પોતાના ચોરાશી ગણધરો સહિત એક વખત અયોધ્યા નગરીના ઉદ્યાનમાં સમોસર્યા (જૂઓ ચિત્ર. ૬).

ઉદ્યાનપાલકે પ્રભુ પધાર્યાની ભરત ચક્રવર્તીને વધામણી આપી. વધામણી આપનારને ભરત મહારાજાએ સાડાબાર ક્રોડનું દાન આપ્યુ.

પછી ભરત ચક્રવર્તીએ વિચાર્યું કે આજે પ્રભુ મારા નગરના ઉદ્યાનમાં પધાર્યા છે, તેથી તેઓને તથા તેમની સાથે આવેલા સાધુઓ વગેરેને ભોજન કરાવુ. આ પ્રમાણેનો વિચાર કરીને પકવાન વગેરેનાં ઘણા ગાડાં ભરીને સમવસરણમાં આવીને પ્રભુને વંદન કરીને વિનંતિ કરી કે–"પ્રભુ! આજે આપ તથા આપશ્રીના શિષ્યો મારે ત્યા ભોજન કરવા પધારો."

તે વખતે પ્રભુ બોલ્યા કે–"હે ભરત! સાધુઓને રાજપિંડ લેવો કલ્પે નહિ; વળી આધાકર્મી તેમજ સામે લાવેલો આહાર પણ કલ્પે નહિ."

આ પ્રમાણે સાંભળીને ભરત પશ્ચાતાપ કરવા લાગ્યા. તે વખતે પ્રભુ બોલ્યા કે—" હે રાજેન્દ્ર તું પશ્ચાતાપ કરીશ નહિ. પ્રથમ પાત્ર વીતરાગ, બીજું પાત્ર સાધુ; ત્રીજું પાત્ર વ્રતધારી શ્રાવક અને ચોથું પાત્ર જૈન દર્શનને માનનાર શ્રાવક છે. તેથી તું વ્રતધારી શ્રાવકની ભક્તિ કર કે જેનાથી તું સંસાર સમુદ્ર સહેલાઈથી તરી જઈશ."

ભરત ચક્રવર્તી પ્રભુના આ પ્રમાણેના વચનો સાંભળીને આનંદિત થયા અને પોતાના સ્થાનકે પાછા આવ્યા. શ્રાવક માત્રને જમવા માટે આમંત્રણ આપ્યું. શ્રાવકો દરરોજ જમવા આવવા લાગ્યા.

તે વખતે લોકો ભોળા હોવાથી, હમેશાં બધા લોકો જમવા આવવા લાગ્યા. તે વખતે રસોઇયાએ ચક્રવર્તીને વિનંતિ કરી કે 'મહારાજ! બધા લોકો જમવા આવે છે, તેમાથી કોણે જમાડવા અને કોણે ન જમાડવા તેની સમજણ નથી પડતી.'

પછી રાજાએ પરીક્ષા કરીને શુદ્ધ શ્રાવકોને દર્શન જ્ઞાન અને ચારિત્રરૂપ ત્રણ રેખા કાંગણી રત્નથી કરી. એમ કરી પોતાનો અવતાર સફલ કર્યો. વળી ચક્રવર્તીએ શ્રીશત્રુંજય તીર્થનો ઉદ્ધાર કર્યો, પ્રથમ સંઘ કાઢી સંઘવીની પદવી પ્રાપ્ત કરી. વળી અષ્ટાપદ પર્વત પર ચોવીશે તીર્થંકરોના શરીર પ્રમાણની પ્રતિમાઓ કરાવી દેરાસર બંધાવરાવ્યાં.

આ રીતે શ્રીસંઘની ભક્તિ કરી અનુક્રમે આરીસાભવનમાં પોતાનુ રૂપ જોતા અનિત્ય ભાવના ભાવતા મનમાં વૈરાગ્ય વૃદ્ધિ કરતાં કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું. તેનો દેવતાઓએ મહોત્સવ કર્યો. ચોરાશી લાખ વર્ષનુ આયુષ્ય સમાપ્ત કરીને મોક્ષે ગયા.

ભરતનો પુત્ર સૂર્યયશા થયો, તેણે પણ ભરતની માફક જ શ્રી સંઘની ભક્તિ કરી. તેમનો પુત્ર મહાયશ, તેમનો પુત્ર અતિબલ, તેમનો પુત્ર બલભદ્ર, તેમનો પુત્ર બલવીર્ય, તેમનો પુત્ર કૃતવીર્ય, તેમનો પુત્ર જલવીર્ય, તેમનો પુત્ર આઠમી પાટે દંડવીર્ય થયો. આ આઠે ત્રણ ખંડના ભોક્તા થયા અને ચતુર્વિધ શ્રીસંઘની ભક્તિ કરનારા થયા.

ભરત ચક્રવર્તીની પછી છ ક્રોડ વર્ષ ગયાં, તે વખતે સૌધર્મેંદ્રે અવધિજ્ઞાનથી દંડવીર્યની સંઘભક્તિ જોઈને તેની પરીક્ષા કરવા માટે અયોધ્યા આવ્યો. પોતે યજ્ઞોપવિત ધારણ કરીને શ્રાવકના બાર વ્રતનાં બાર તિલક કર્યા. તે વખતે દંડવીર્ય રાજાએ ઇંદ્રને શ્રાવક રૂપે દેખ્યો. તે દેખીને આનંદિત થયો. પછી જમવાનું આમંત્રણ આપ્યુ, અને રસોઈયાને કહ્યું કેઃ–“ આ સાધર્મિકને રૂડી રીતે જમાડો.”

ઇંદ્ર પણ શ્રાવકરૂપે ઘરમાં આવ્યો. પચ્ચખાણ પારીને શ્રાવકોની પગતમાં જમવા બેઠો. એક કરોડ શ્રાવકને જમાડે એટલું તે એકલો જમી ગયો. વળી રસોઈયાને કહ્યું કે હું ભૂખ્યો છું, માટે મને ખાવા આપો.

રસોઇયાએ આ સર્વ વૃત્તાંત રાજાને કહ્યો, રાજા ત્યા આવ્યો. શ્રાવકરૂપધારી ઇંદ્રે કહ્યું કે આ રસોઇ કરનાર સર્વને ભૂખ્યા રાખે છે. રાજાએ પાછું સો મૂડા ધાન્ય રંધાવી પીરસ્યુ. તે પણ તરતજ જમીને કહેવા લાગ્યો કે હુ હજી ભૂખ્યો છું.

રાજા મનમાં ખેદ કરવા લાગ્યો કે મારાથી સંઘની સંપૂર્ણ ભક્તિ થતી નથી, માટે મને ધિક્કાર છે. સેવકો બોલ્યા કેઃ–“ હે મહારાજ આ કોઈ દેવસ્વરૂપી છે.”

પછી રાજાએ ધૂપ વગેરે કરીને નમસ્કાર કરીને પૂછ્યું કે:-" હે સ્વામી! પ્રસન્ન થાઓ. સાધર્મીની ભક્તિ મારાથી કેવી રીતે થઈ શકે ?"

આ પ્રમાણેનાં વચનો સાંભળીને ઇંદ્રે પોતાનુ મૂળ રૂપ પ્રગટ કર્યું. દંડવીર્ય રાજાની પ્રશંસા કરતાં કહ્યું કે-" હે દંડવીર્ય! તેં યુગાદિ પ્રભુનો વંશ ઉજ્વલ કર્યો છે. તને અને તારી સાધર્મિકભક્તિને ધન્ય છે." આ પ્રમાણે કહીને ઇંદ્ર દેવલોકમાં પાછો ગયો. દંડવીર્ય રાજા પણ સંઘભક્તિ કરી જન્મ સફલ કરી મોક્ષે ગયો.

# દામન્નકની કથા

## ૮૧

ભરતક્ષેત્રમાં આવેલા ગજપુર નામના નગરમાં સુનંદ નામનો એક કુલપુત્ર રહેતો હતો. તે જ નગરમાં એક જિનદાસ નામનો શેઠ રહેતો હતો. સુનંદ અને જિનદાસ બંને પરમ મિત્રો હતા.

એક વખતે તે બંને મિત્રો વનમાં ગયા. તે જંગલમાં એક આચાર્ય પધારેલા હતા, તેમની પાસે બંને મિત્રોએ ઉપદેશ સાંભળ્યો. આ ઉપદેશ સાંભળીને સુનંદ ગુરુ મહારાજને કહેવા લાગ્યો કે–" હુ માંસ નહિ ખાવાની પ્રતિજ્ઞા તો કરૂ, પરંતુ મારાથી મારો કુલાચાર કેવી રીતે છોડી દેવાય ? "

ગુરુએ કહ્યું કેઃ–" કુલાચાર કરતાં ધર્માચાર ઉત્તમ છે." તે સાંભળી સુનંદે માંસ નહિ ભક્ષણ કરવાનો નિયમ લીધો. તે જગતના સર્વે આત્માઓને પોતાના આત્મા સમાન માનતો છતો સુખે કરીને પોતાના નિયમનું પાલન કરવા લાગ્યો.

એક વખત ભયંકર દુષ્કાળ પડ્યો. સર્વત્ર અનાજ મોઘું થઇ ગયું. તે વખતે સુનંદની સ્ત્રી કહેવા લાગી કેઃ–

" હે સ્વામી ! આપણા કુટુંબના પોષણ માટે માછલાં પકડી લાવો."

સુનંદે કહ્યું કેઃ-" હે મૂર્ખી ! મારી આગળ તુ હિંસા કરવાની વાત કરીશ નહિ. ગમે તેવુ કષ્ટ પ્રાપ્ત થશે, તો પણ હું હિંસા કરીશ નહિ." તેની સ્ત્રીએ કહ્યુ કેઃ-" તું મહાનિર્દયી છું, કુટુમ્બનુ પોષણ નહિ કરે તો લોકોમાં તારો અપયશ ફેલાશે."

સુનંદની ઇચ્છા નહિ હોવા છતાં પણ તેનો સાળો તેને બળજબરીથી માછલાં પકડવા માટે લઈ ગયો. ત્યાં જાળ નાખી તેમાં માછલાં આવ્યાં, પરંતુ વ્રત સાચવવા માટે તે પાછાં પાણીમાં નાખી દીધાં, અને ઘેર ખાલી હાથે પાછો આવ્યો. બીજા દિવસે પાછો સ્ત્રીની પ્રેરણાથી ગયો, તે દિવસે પણ માછલા પાણીમાં પાછાં નાખી ઘેર આવ્યો. ત્રાજા દિવસે પણ તેવી જ રીતે માછલાં પકડતાં માછલાંની એક પાંખ ભાંગી, તેથી તેને બહુ જ દુઃખ થયું. પછી સગાને કહીને અનશન કરીને મરણ પામ્યો.

રાજગૃહ નગરમાં નરવર્મા નામનો રાજા રાજ્ય કરતો હતો. તે જ નગરમાં મણીયાર નામના શેઠની સુયશા નામની ધર્મપત્નિની કૂખે સુનંદનો જીવ ઉત્પન્ન થયો. તેનુ દામન્નક નામ પાડવામા આવ્યુ. તે આઠ વર્ષની ઉંમરનો થયો તે વખતે નગરમાં પ્લેગનો ઉપદ્રવ થયો. આ ઉપદ્રવમાં દામન્નક સિવાય શેઠના ઘરના બધા માણસો મરણ પામ્યા. રાજાએ તેના ઘેર ચોકી મૂકી દીધી. દામન્નક પોતાના પેટનો ખાડો પૂરવા માટે ઘેર ઘેર ભીખ માગતો ભટકવા લાગ્યો.

દામન્નક ભીખ માગતાં માગતાં એક વખત સાગર-

પોત નામના વ્યાપારીને ત્યાં આવી ચડ્યો. તે વખતે તેને ત્યાં કેટલાક સાધુઓ વહોરવા આવ્યા. તેમાંથી એક મોટા સાધુ ભીખ માગવા આવેલા દામન્નકના સામુદ્રિક લક્ષણો જોઈને બોલ્યા કે.—" આ ભીખારી આ વ્યાપારીની લક્ષ્મીનો માલિક થશે."

ભિતની ઓથે રહેલા સાગરશેઠના સાભળવામાં આ શબ્દો આવ્યા. આ શબ્દો સાભળીને તેમને મોટું દુઃખ ઉત્પન્ન થયુ. પછી શેઠ વિચારવા લાગ્યા કે 'હુ કોઈપણ ઉપાય કરીને આ દામન્નકને મારી નંખાવું ' આ પ્રમાણે વિચાર કરીને એક ચાંડાલને ઘણુ દ્રવ્ય આપીને દામન્નકને મારી નંખાવવા માટે નક્કી કરવામાં આવ્યુ.

લાડવા આપવાની લાલચ આપીને ચાંડાલ પણ દામન્નકને જંગલમાં લઈ ગયો. પરંતુ બાળકની નાની વય અને સુકોમલતાને જોઈને તેને દયા આવી. તેથી તેને તે બાળકને કહ્યું કે.—" તું અહીંથી નાશી જા, નહિતર સાગરશેઠ તને મરાવી નાખશે." તેથી દામન્નક પોતાનો જીવ બચાવવા ત્યાંથી નાશી છૂટ્યો.

શેઠને નિશાની બતાવવા માટે ચાંડાલે દામન્નકની એક આંગળીનો થોડોક ભાગ કાપી લીધો, અને તે શેઠને બતાવી. દામન્નક પણ લોહી નીકળતી પોતાની આંગળી લઈને નાઠો, તે નાશીને સાગરપોત શેઠના ગોકુલના ગોવાળ નંદને ત્યાં પહોંચ્યો. નંદને કાંઈપણ સંતાન નહિ હોવાથી દામન્નકને પોતાને ત્યા પુત્ર તરીકે રાખ્યો. દામન્નક અનુક્રમે યુવાન થયો.

એક વખતે સાગરશેઠ કોઈ કામ પ્રસંગે નંદના ગોકુલમાં આવ્યા. ત્યાં દામન્નકને જોયો. તેનુ વૃત્તાંત નંદને પૂછ્યું. નંદે જે હતું તે પ્રમાણે કહ્યુ. આ સાંભળીને શેઠ તરત જ પોતાના ઘેર પાછા જવા લાગ્યા. તે વખતે નંદ બોલ્યો કે તમે જલદી ઘેર કેમ પાછા જાઓ છો ? તમારે કાંઈ ખાસ કામ હોય તો મારા પુત્રને મોકલો, તે તમારૂ કાર્ય કરી આવશે.

સાગરશેઠે એક કાગળ લખી આપ્યો ને દામન્નકને કહ્યુ કે 'આ કાગળ મારા પુત્રને આપજે.' દામન્નક પણ કાગળ લઈને તરત ચાલ્યો. રસ્તે ચાલતા તે થાકી ગયો. તેથી ગામની નજીકમાં આવેલા કામદેવના મંદિરમાં જઈને સૂઈ ગયો.

એવામાં સાગરશેઠની વિષા નામની પુત્રી તે જ મંદિરમાં કામદેવની પૂજા કરવા આવી. તેણે ત્યાં સૂઈ રહેલા દામન્નકના અંગરખાની કસે એક કાગળ બાંધેલો જોયો. તે છોડીને વાંચવા માંડયો. તેમાં લખ્યુ હતું કે આ દામન્નકને તે આવે કે તરત 'વિષ દેજો' એમાં કાંઇ પણ વિચાર કરશો નહિ.

આ પ્રમાણેનો કાગળ વાંચીને તે કન્યાએ વિચાર્યું કે મારા પિતા જરૂર કાગળ લખતાં એક કાનો ચૂકી ગયા લાગે છે. કેમકે મારૂં નામ વિષા છે, તેના બદલે ભૂલથી વિષ લખાઈ ગયુ છે. પછી આંખનું કાજલ કાઢી સળી વતી એક કાનો વધારીને વિષની જગ્યાએ વિષા લખીને કાગળ પાછો તેની કસમાં બાંધી દીધો અને કન્યા પોતાના ઘેર પાછી આવી

દામન્નક જાગી ગયો, તે ચાલતો ચાલતો સાગર શેઠના ઘેર આવી પહોંચ્યો. શેઠના પુત્રને કાગળ આપ્યો, તે વાંચતાં જ તેને પોતાની બહેન વિષાનુ દામન્નક સાથે મહોત્સવપૂર્વક લગ્ન કરી દીધું. કેટલાક દિવસ પછી સાગર ગોકુલથી પોતાના ઘેર પાછો આવ્યો.

ઘેર આવીને દામન્નક સાથે વિષાને પરણાવેલી જોઈને વિચારવા લાગ્યો કે :–

" अन्नं चिंतिज्जइ अन्नं हूइ, अन्नं विढवइ अन्नं खाइ।
उचालु ते थिर थया, थिरवासो ते जाइ ॥ १ ॥

માણુસ ધારે છે કાંઈ અને થાય છે કાંઈ, કોણુ વાવે અને કોણુ ખાય; પગે ચાલતા સ્થિર થાય છે અને સ્થિરવાસ વાળા પગે ચાલતા થાય છે."

મેં લાભ મેળવવાના બદલે મૂળ પણુ ગુમાવ્યુ. હજુ કાંઇ બગડી ગયુ નથી. એમ વિચાર કરીને શેઠ પાછો પેલા ચંડાલના ઘેર ગયો, અને કહેવા લાગ્યો કે :–" અરે દુષ્ટ! તેં આ શું કર્યું ? તેં દામન્નકને જીવતો કેમ જવા દીધો ? હજુ પણુ જો તું તેને મારી નાંખે તો તું જેટલુ દ્રવ્ય માગે તેટલુ હું તને આપુ."

ચંડાલ બોલ્યો :–" હે સ્વામી! તમે મને તે દેખાડો, હું તેને મારી નાખું." શેઠે તેની સાથે સંકેત કર્યો કે સંધ્યા વખતે હું તેને મારી કુલદેવીના મંદિરે દર્શન કરવા મોકલીશ, તેને તું તે વખતે મારી નાખજે.

આ પ્રમાણે સંકેત કરીને શેઠ પોતાના ઘેર પાછો

આવ્યો, અને દામન્નકને કહેવા લાગ્યો કે:-"અરે મૂર્ખ ! હજુ સુધી કુલદેવીને તેં પૂજા નથી કરી? કુલદેવીની પૂજા વિના ધાર્યું કાર્ય સિદ્ધ ન થાય." આ પ્રમાણે કહીને જમાઈ દામન્નકને સંધ્યા વખતે પુષ્પાદિકની છાબ ભરીને કુલદેવીની પૂજા કરવા મોકલ્યો.

રસ્તામાં જતા તેનો સાળો મલ્યો, તેને પોતાના બનેવીને ત્યા જ ઊભો રાખ્યો; અને કુલદેવીની પૂજા માટેની ફૂલ વગેરેની છાબ પોતે લઈને ગયો. તે જેવો મંદિરમાં પ્રવેશ કરે છે કે, તરત જ ત્યાં સંતાઈને રહેલા ચંડાલે તલવારથી તેને મારી નાખ્યો, તે વખતે મોટો કોલાહલ થયો. લોકોએ તેને ઓળખ્યો કે આ તો સાગર શેઠનો પુત્ર છે. આ વૃત્તાંત સાભળતાં જ શેઠને હૃદયફાટ દુઃખ થયુ, અને તે તરત મરણ પામ્યો.

પછી રાજાના હુકમથી દામન્નક સાગરશેઠની લક્ષ્મીનો માલિક થયો. પુણ્યથી દામન્નકને મળેલી લક્ષ્મીનો તે સાતે ક્ષેત્રમા છૂટથી ઉપયોગ કરવા લાગ્યો. એક વખતે દામન્નક બેઠો હતો તે વખતે એક બારોટ નીચે પ્રમાણેનો શ્લોક બોલતો તેના સાંભળવામાં આવ્યો:

"तस्स न हवइ दुक्खं, कयावि जस्सत्थि निम्मलं पुण्णं।
अण्णघरत्थं दव्वं भुंजइ अण्णो जणो जेण ॥ १ ॥

જેઓએ નિર્મલ પુણ્ય ઉપાર્જન કરેલુ હોય છે, તેઓને કોઈ પણ જાતનુ દુઃખ પ્રાપ્ત થતું નથી; વળી બીજાઓએ મહા પ્રયત્ને ઉપાર્જન કરેલા દ્રવ્યનો પણ તે માલિક થાય છે."

આ શ્લોક સાંભળતાં જ દામન્નકે તે ભાટને ત્રણ લાખ

દ્રવ્ય દાનમાં આપ્યું, તે જાણીને લોકોને મોટું દુઃખ થયુ. રાજાના જાણુવામાં આ વાત આવી, અને તેથી રાજાએ દામન્નકને બોલાવીને આટલુ મ્હોટું દાન આપવાનું કારણ પૂછ્યું. તે વખતે દામન્નકે પોતાનો સર્વ વૃત્તાંત રાજાને કહી સંભળાવ્યો.

દામન્નક અનુક્રમે દયાધર્મનું પાલન કરીને દેવલોકમાં ઉત્પન્ન થયો. માટે હે ભવ્ય લોકો! તમે પણુ દામન્નકની માફક સર્વ જીવો પ્રત્યે દયાભાવ હૃદયમાં રાખો અને સુખ પામો.

# વસુ રાજાની કથા

## ૮૨

સુક્તિમતી નામની નગરીમાં અભિચંદ્ર રાજાને વસુ નામનો એક સત્યવાદી પુત્ર હતો. તે જ નગરીમાં ક્ષીરકદંબક નામના ઉપાધ્યાય સર્વ શાસ્ત્રના જાણકાર રહેતા હતા.

આ ક્ષીરકદંબક ઉપાધ્યાય પાસે તેમનો પુત્ર પર્વતક નામનો કે જે દુષ્ટ સ્વભાવનો હતો તે, નારદ અને રાજપુત્ર વસુ, ત્રણે જણા અભ્યાસ કરતા હતા. એક વખત આ ત્રણે શિષ્યો ગુરુના મકાનની અગાશીમાં સૂતેલા હતા, અને ઉપાધ્યાય જાગતા બેઠેલા હતા. એવામા બે ચારણ મુનિઓ આકાશમાર્ગે વાતો કરતા ચાલ્યા જતા હતા. તેમાંથી એક મુનિ બીજા મુનિને કહેવા લાગ્યા કે આ સૂતેલા ત્રણ શિષ્યોમાંથી બે તો નરકે જનારા છે, અને એક દેવલોકમાં જનાર છે.

આ વાત સાંભળી ઉપાધ્યાયને ઘણું જ દુઃખ થયુ. આ ત્રણમાથી કોણ સ્વર્ગગામી છે અને કોણ નરકગામી છે તેની પરીક્ષા કરવા માટે જૂદા જૂદા લોટના ત્રણ કુકડા

બનાવીને ત્રણે શિષ્યને આપ્યા, અને કહ્યું કે જ્યાં કોઈ દેખે નહિ, ત્યાં જઈ એને મારી નાંખજો.

વસુ અને પર્વતક એ બે જણ તો જંગલમાં કોઈ એકાંત સ્થળે કુકડાનો નાશ કરીને આવ્યા, પરંતુ નારદે કોઈ પણ સ્થળ એવું જોયુ નહિ કે જ્યાં કોઈ પણ દેખતું ન હોય. તેથી નારદ કુકડો પાછો લાવ્યો.

ઉપાધ્યાયે નારદને પૂછ્યુ કેઃ 'આ કુકડો પાછો કેમ લાવ્યો?' તે નારદ બોલ્યો કે:–'દેવ, દાનવ તથા જ્ઞાની પુરુષો જ્યાં જ્યાં દેખી શકતા હોય, અને હુ પણ દેખી શકતો હોઉં ત્યાં તમારી આજ્ઞાનો ભંગ કરીને હું શી રીતે આ કુકડાનો નાશ કરી શકું.'

આ સાંભળી ઉપાધ્યાયે ચિંતવ્યુ કે નારદ સ્વર્ગે જનાર છે અને વસુ તથા પર્વતક બંને જણા નરકગામી છે. ઉપાધ્યાય અનુક્રમે આયુષ્ય પૂર્ણ કરીને સ્વર્ગે ગયા. પછી તેમની પાટે પર્વતક બેઠો અને વસુને રાજ્ય મલ્યુ. નારદ ભણીને પોતાના સ્થાને ગયો.

એક વખતે કોઈ શિકારીએ જંગલમાં જઈ કોઈ હરણની ઉપર બાણ નાખ્યુ. પરંતુ ત્યાં જઈને જોયુ તો હરણના બદલે સ્ફટિકની શિલા દીઠી. તેણે રાજાને આવીને કહ્યું. રાજાએ તરત જ તે શિલા છાનીમાની મંગાવી લીધી. તે શિલાની પીઠિકા બનાવી તેના ઉપર સિંહાસન સ્થાપી, તે સિંહાસન ઉપર બેસવા માંડ્યું. લોકો સર્વ જાણવા લાગ્યા કે વસુ રાજા સત્ય વચનના આધારે અદ્ધર બેસે છે. તેથી આજુબાજુના પ્રદેશના રાજાઓ તેની આજ્ઞા માનવા લાગ્યા. જગતમાં વસુ રાજાની સત્યવાદી તરીકે ખ્યાતિ ફેલાઈ.

એક વખતે પર્વતકને મલવા માટે નારદ બહારગામથી ત્યાં આવ્યો. બંને મિત્રો એક બીજાની સાથે બેઠા હતા, તે વખતે શિષ્યને ભણાવતાં પર્વતકે 'અજ' શબ્દનો અર્થ 'છાગ' નો હોમ કરવો એમ કર્યો. તે વખતે નારદ બોલ્યો કે ગુરુએ આપણને ભણાવતાં 'અજ' શબ્દનો અર્થ 'ત્રણ વર્ષની જુની ડાંગર' એવો કહ્યો છે; તો તું 'અજ' શબ્દનો અર્થ 'છાગ' કેમ કરે છે? પર્વતકે તે અર્થની ના કહી.

બંને વચ્ચે વિવાદ વધી જતાં જે ખોટો ઠરે, તેની જીભ છેદી નાખવી; એવું નક્કી કરવામાં આવ્યુ. તે વખતે પર્વતકની માતાએ જાણ્યુ કે નારદ કહે છે તે વાત સાચી છે, માટે હું વસુરાજાની પાસે જઈ પુત્રની ભિક્ષા માગી આવું. કારણ કે બંને જણા સાક્ષી માટે વસુરાજાની પાસે જવાના છે.

આ પ્રમાણે વિચાર કરીને પર્વતકની માતા વસુરાજા પાસે ગઈ અને પર્વતકને બચાવવા બહુ આજીજી કરી. નારદ અને પર્વતક પણ અનુક્રમે વાદ કરતાં કરતાં વસુરાજા પાસે અર્થ પૂછવા આવ્યા. રાજાએ પણ મિશ્ર વચન બોલીને કહ્યું કે 'અજ' શબ્દનો અર્થ 'છાગ એટલે બોકડો' પણ થાય છે, અને પાઠાંતરે 'જુની ડાંગર' પણ થાય છે.

આ અર્થ સાંભળતાં જ તાત્કાલિક દેવતાએ લાત મારીને વસુરાજાને સિંહાસન ઉપરથી નીચે પાડી નાખીને મારી નાખ્યો. વસુરાજા મરીને નરકે ગયો. પર્વતક પણ આયુષ્ય પૂર્ણ થવાથી મરીને નરકે ગયો. નારદ શીલ પાળી સત્ય વચનના પ્રભાવથી મરીને દેવલોકે ગયો.

# નાગદત્તની કથા

## ૮૩

આ ભરતક્ષેત્રમાં વારાણસી નગરીમાં મહા-પરાક્રમી એવો જિતશત્રુ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે નગરીમાં ધનદત્ત નામનો એક ધનવાન વ્યાપારી રહેતો હતો. ધનદત્તને ધનશ્રી નામની પત્નિથી ઉત્પન્ન થએલો નાગદત્ત નામનો એક ગુણવાન અને રૂપવાન પુત્ર હતો.

તે જ નગરમાં પ્રિયમિત્ર નામનો એક બીજો વ્યાપારી રહેતો હતો. તેને નાગવસુ નામની ચતુર અને કલાવાન પુત્રી હતી. એક વખત નાગદત્ત મંદિરમાં દેવને વંદન કરતો હતો, તેને નાગવસુએ જોયો. તેનુ રૂપ જોઈને નાગવસુએ મનમાં નક્કી કર્યું કે મારે પરણવું તો નાગદત્તની સાથે જ પરણવું, નહિતર સંસારનો ત્યાગ કરવો.

આ પ્રમાણે મન સાથે નિશ્ચય કરીને નાગવસુ પોતાના પિતાના ઘેર આવી. ઘેર આવીને ભોજન તથા નિદ્રાનો ત્યાગ કરીને રાત અને દિવસ નાગદત્તનુ જ ધ્યાન ધરવા લાગી. પુત્રીની આવી અવસ્થા જોઇને તેણીના માતપિતાએ તેણીની સખી મારફતે જાણી લીધુ કે તેણીની ઇચ્છા નાગદત્તની સાથે

લગ્ન કરવાની છે. પિતાએ પુત્રીનો મનોભાવ જાણી લઈને નાગદત્તના પિતાને મલીને કહ્યુ કે બંનેની જોડી સરખી છે, માટે બંનેનુ સગપણ કરીએ.

નાગદત્તના પિતાએ તે વાતનો સ્વીકાર પણ કર્યો. પરંતુ નાગદત્તે પિતાને કહ્યુ કેઃ-"હે પિતાજી! મારૂ સગપણ કરશો નહિ, કારણ કે હું તો દીક્ષા લેવાનો છું." કન્યાને પણ નાગદત્તના વૈરાગ્યની વાતની ખબર પડી ગઈ, પરંતુ તે તો મન અને વચનથી નાગદત્તને વરી ચૂકેલી હતી.

નાગવસુને રસ્તામાં જતાં એક વખત નગરના કોટવાલે જોઈ. કોટવાલે તેણીના પિતા પાસે નાગવસુના સગપણની માગણી કરી. તેણીના પિતાએ કહ્યું કે તેણી નાગદત્ત ઉપર રાગવાળી હોવાથી તેણીનુ સગપણ નાગદત્ત સાથે કરવામાં આવેલુ છે.

આ વાત સાભળી તે કોટવાલ, નાગદત્તનાં છિદ્ર શોધવા લાગ્યો. **મોટા ભાગે પાપી પુરુષો, પોતાના સ્વાર્થ માટે સજ્જનોનાં છિદ્ર શોધતાં જ રહે છે.** એક વખત નગરના રાજાનુ રત્નજડિત કુંડલ ગુમ થયું, તે વખતે કોટવાલે નાગદત્તને ઉપાશ્રયમાં પૌષધ કરેલી અવસ્થામાં જોયો; અને રસ્તામાં પડેલું રાજાનુ કુંડલ પણ દીઠું. તે કુંડલ ઉપાડી લઈને પોતાની પાસે રાખ્યુ, અને કપટ કરીને રાતના વખતે કોટવાલે પૌષધમાં રહેલા નાગદત્તના કાનમાં ઘાલી દીધું.

સવારમાં નાગદત્તને પકડીને રાજા આગળ હાજર કરવામાં આવ્યો. તેના ઉપર કુંડલની ચોરીનુ તહોમત મૂકવામાં આવ્યુ. રાજાએ તરત જ નાગદત્તને મારી નાખવાનો હુકમ ફરમાવ્યો.

કોટવાલ નાગદત્તનુ મોં કાળું કરીને ગધેડા ઉપર બેસાડીને અનેક જાતની વિટંબનાઓ કરી નગરમાં ફેરવીને શૂલી આપવાના સ્થાનકે લાવ્યો.

આ વાત નાગવસુના સાંભળવામાં આવી. તે વખતે તેણીને મહાદુઃખ ઉત્પન્ન થયુ. નાગદત્તના કષ્ટનુ નિવારણ કરવા માટે નાગવસુએ શાસનદેવીનુ સ્મરણ કરીને કાઉસગ્ગ કર્યો, અને નિશ્ચય કર્યો કે જે વખતે નાગદત્ત આ કલંકથી મુક્ત થશે, તે વખતે જ હું કાઉસગ્ગ પારીશ.

નાગદત્તને શૂલી દેવા માંડી તે પડી ભાંગી, પણ નાગદત્તને અંગે લાગી નહિ. તે વખતે કોટવાલના હુકમથી નાગદત્તને મારવા માટે તલવાર ઉપાડી, તે તલવાર પણ ફૂલની માળા જેવી લાગી. આવો ચમત્કાર જોઈને રાજસેવકે તે વૃત્તાંત રાજા આગળ કહ્યો. રાજા પોતે ત્યાં આવ્યો, તેને આ બધું નજરે જોઈને નાગદત્તને ખરી હકીકત શું છે? તેમ પૂછતાં નાગદત્તે સત્ય વૃત્તાંત જે હતો તે રાજાને કહી બતાવ્યો. તે સાંભળી રાજા મોટા મહોત્સવપૂર્વક નાગદત્તને નગરમાં લઈ આવ્યો, અને પોતાનો અપરાધ ખમાવીને કોટવાલને દેશ બહાર કાઢી મૂકયો. તેના ઘરનુ સર્વસ્વ લૂંટી લીધુ. કહ્યુ છે કેઃ–**"અતિ ઉગ્ર પુણ્ય અને અતિ ઉગ્ર પાપનું ફલ તાત્કાલિક પ્રાપ્ત થાય છે."**

# મમ્મણ શેઠની કથા

## ૮૪

મગધદેશમાં આવેલી રાજગૃહી નામની નગરીમાં શ્રેણિક નામનો રાજા રાજ્ય કરતો હતો. એક વખતે રાજા પોતાની રાણી ચેલણા સાથે ભાદરવા મહિનામાં ઝરૂખામાં બેઠો બેઠો, નગરની નજીક આવેલા વૈભાર પર્વત તરફ જોતો હતો. આ પર્વતમાં અનેક પાણીના ઝરણા વહે છે, ઠેકાણે ઠેકાણે દેડકાઓનો અવાજ સંભળાય છે, બપૈયા બોલી રહ્યા છે, મોર નૃત્ય કરી રહ્યા છે, વરસાદને લીધે વહેતું પાણી નદીમાં સમાતું નથી.

આ સમયે કોઈ એક પુરુષને નદીના પ્રવાહમાંથી મહા મહેનતે લાકડા કહાડતો ચેલણાએ જોયો. તેથી મનમાં વિષાદ કરતી રાજાને કહેવા લાગી કેઃ—" હે સ્વામી!

ભરિયાને સહુ કો ભરે, વૂઠાં વરસે મેહ;  
સધન સનેહા સહુ કરે, નિર્ધન દાખે છેહ."

આ કહેવત જે જગતમા કહેવાય છે, તે સાચી છે.

રાજાએ પૂછ્યું કે કેમ? તે વખતે રાણીએ કહ્યું કેઃ— " હે સ્વામી! એ એક દરિદ્રી પુરુષ લાગે છે, અને તેને ઉદર



ચિત્ર ૮ શ્રીનેમિનાથનું સમવસરણ (પૃષ્ઠ ૩૪)

ભરવું પણ મુશ્કેલ હોય તેમ લાગે છે; એણે પૂર્વભવમાં કાંઈ પણ પુણ્ય ઉપાર્જન કર્યું હોય તેમ લાગતું નથી, નહિતર તમે સર્વને દાન આપો છો પણ આવા દુઃખીને કેમ દેતા નથી?"

રાજાએ તે જ વખતે પોતાના સેવકને મોકલીને પેલા માણસને નદી ઉપરથી બોલાવ્યો, તે પણ આવી નમસ્કાર કરી ઊભો રહ્યો. રાજાએ કહ્યું કેઃ–"હે ભાઇ! તું દુઃખી હોવાથી પાણીમાંથી લાકડા ખેંચે છે, તે દુઃખ ભોગવીશ નહિ. હું તને જોઇએ તે આપુ." તેણે કહ્યુ કેઃ–"હે સ્વામી! હું મમ્મણ નામનો વણિક છું, મારે બે બળદ જોઇએ છે. તેમાં એક તો મેં પ્રાપ્ત કર્યો છે, પણ બીજાને પ્રાપ્ત કરવા માટે હું ઉદ્યમ કરૂં છું."

રાજાએ કહ્યું કે અમારે ત્યાં હજારો બળદ છે, તેમાં જે તને યોગ્ય લાગે તે તું લઈ લે. મમ્મણ બોલ્યો કે મારો બળદીયો બીજી જાતનો છે, અને મને તો તેવો જ બળદીયો જોઈએ. આ સાંભળી રાજા તે બળદ જોવા મમ્મણ શેઠને ત્યાં ગયો. તેના ઘરમાં સોનાનો અને રત્નજડિત એક બળદ દીઠો. આ જોઈ રાજા વિસ્મય પામ્યો અને તે સર્વ સમાચાર તેને રાણીને કહ્યા.

રાણી પણ તે બળદ જોવા ત્યાં ગઈ. તે બળદ દેખીને મમ્મણને કહેવા લાગી કે આવા લાકડાં વીણવાથી તને આવો બળદ કઈ રીતે પ્રાપ્ત થશે. તે બોલ્યો કે આ લાકડાં તો બાવનાંચંદનના છે, એનો ભેદ જે પરીક્ષક હોય તે જ જાણે. હું પણ તેનો ભેદ બીજા કોઇને બતાવતો નથી. આવાં લાકડાંના

તો મેં વહાણો ભર્યા છે, તે પરદેશમાં વેચીને તેના નાણાંના રત્નો લઈને આવો જ બીજો બળદ બનાવીશ.

રાજા તથા રાણી તેનો અતિ લોભ દેખી રાજમહેલમાં પાછા ગયાં. તે મમ્મણ શેઠ અતિલોભના લીધે આર્ત્ત-ધ્યાન ધરતો, અપૂર્ણ મનોરથોએ મરણ પામીને તિર્યંચાદિક ગતિને વિષે ઘણા ભવો ભમશે. ભવિક-જનોએ આ જાણી બહુ લોભ કરવો નહિ જોઇએ.

# ગજસુકુમારની કથા
## ૮૫

સોરઠ દેશમાં દ્વારકા નામની નગરીમાં કૃષ્ણ વાસુદેવ રાજ્ય કરતા હતા. એક વખતે વાસુદેવની માતા દેવકીએ ઝરૂખામાં બેઠાં બેઠાં કોઈ સ્ત્રીને પોતાના બાળકને રમાડતી જોઈને તેણીને વિચાર આવ્યો કે મારે પણ બાળક હોય તો હું પણ તેને રમાડું.

શ્રીકૃષ્ણે માતાને ચિંતાનુ કારણ પૂછયું. દેવકીજીએ ચિંતાનુ કારણ કહ્યું. પછી માતાના સંતોષને ખાતર શ્રીકૃષ્ણે અઠ્ઠમની તપશ્ચર્યા કરીને હરિણેગમેષી દેવની આરાધના કરી ( જૂઓ ચિત્ર ૭ ). તે પ્રસન્ન થઈને બોલ્યો કેઃ–“ તમારી માતાને પુત્ર થશે, પરંતુ યૌવનવયમાં દીક્ષા લેશે.”

દેવના પ્રભાવથી દેવકીજીને પુત્ર થયો, તેનુ નામ ગજ સુકુમાર પાડવામાં આવ્યુ. તે સઘળી વિદ્યાઓ ભણીને યૌવન અવસ્થાને પામ્યો. સોમિલ નામના બ્રાહ્મણની પુત્રી સાથે તેનું લગ્ન કરવામાં આવ્યુ. એક વખતે શ્રીનેમિનાથ પ્રભુ દ્વારકાના ઉદ્યાનમાં સમોસર્યા. ( જૂઓ ચિત્ર ૮ ). તેમની પાસે ઉપદેશ સાંભળીને માતાની આજ્ઞા મેળવીને ગજસુકુમારે દીક્ષા લીધી.

દીક્ષા લીધા પછી ગજસુકુમાર મુનિએ શ્રીનેમિનાથ પ્રભુને પૂછ્યું કે મને જલદી મોક્ષ પ્રાપ્તિ થાય એવો ઉપાય બતાવો પ્રભુએ કહ્યું કે તું સ્મશાનમાં કાઉસગ્ગ કર, અને તને જે જે ઉપસર્ગો થાય તે તે તું ક્ષમાથી ભોગવ.

ગજસુકુમાર મુનિ પ્રભુની આજ્ઞા લઈને સ્મશાનમાં જઈને કાઉસગ્ગ ધ્યાને ઊભા રહ્યા. તે વખતે બહારગામથી આવતા સોમિલ બ્રાહ્મણે તેઓને દેખ્યા. તેમને દેખીને તેને ખૂબ ક્રોધ ઉત્પન્ન થયો, કે એને મારી પુત્રીને પરણીને દુ:ખી કરી, તો હુ પણ એને દુઃખી કરું. એમ વિચારી રીસથી મસ્તક ઉપર માટીની પાળ બાંધી, અંદર ખેરના ધગધગતા અંગારા ભર્યા.

ગજસુકુમાર મુનિએ વિચાર્યું કે આ તો મોટો ઉપકાર કરનારો છે. એના ઉપસર્ગથી મારા કર્મોનો ક્ષય થશે. એમ સમતાપૂર્વક ઉપસર્ગ સહન કરીને, ઘનઘાતીકર્મ ખપાવીને ગજસુકુમાર મુનિ મોક્ષે ગયા.

સવારમાં શ્રીકૃષ્ણે પ્રભુને પૂછ્યુ કે મારો નાનો ભાઈ ક્યાં છે? પ્રભુએ સર્વ વૃત્તાંત કહ્યો. શ્રીકૃષ્ણે પૂછ્યુ કે તેમને ઉપસર્ગ કરનાર કોણ છે? પ્રભુએ કહ્યું કે હમણાં રસ્તામાં તમને સામે મળશે અને તમને દેખતાં જ તેનુ હૃદય ફાટી જશે અને મૃત્યુ પામશે.

શ્રીકૃષ્ણ પ્રભુને વંદન કરીને પાછા વળ્યા અને રસ્તામાં પ્રભુના કહ્યા પ્રમાણે સોમિલ બ્રાહ્મણને જોતાં જ તેનુ હૃદય ફાટી ગયું અને તે મરણ પામીને મુનિ હત્યાના દોષથી નરકે ગયો. **આ રીતે ક્રોધને જીતવાથી ગજસુકુમાર મુનિ મોક્ષે ગયા અને સોમિલ બ્રાહ્મણ નરકે ગયો. માટે ક્રોધનો ત્યાગ કરવો.**

# નંદીષેણની કથા

## ૮૬

મગધદેશમાં રાજગૃહી નગરીમાં શ્રેણિકરાજાને નંદીષેણ નામનો પુત્ર હતો. એક વખત વિહાર કરતા પ્રભુ શ્રીમહાવીર ગુણુશીલ ચૈત્યમાં (જૂઓ ચિત્ર ૯) પધાર્યા. નંદીષેણે પ્રભુને વંદના કરી, ધર્મદેશના સાંભળવા બેઠો. ધર્મદેશના સાંભળતાં નંદીષેણુને દીક્ષા લેવાની ઈચ્છા થઈ.

તે વખતે શાસનદેવતાએ કહ્યું કે હજુ તમારે ભોગાવલી કર્મ ભોગવવાના બાકી છે, તે ભોગવ્યા પછી દીક્ષા લેજો. શાસનદેવતાએ આ પ્રમાણે સમજાવ્યાં છતાં, તેમનું વચન નહિ માનતા ભવિતવ્યતાના યોગે નંદીષેણે દીક્ષા લીધી. ઘણા વર્ષ નિરતિચાર દીક્ષા પાળવાથી ઘણી લબ્ધિઓ ઉત્પન્ન થઈ.

એક વખત તપસ્યાના પારણા માટે ફરતાં ફરતાં વહોરવા માટે એક વેશ્યાના ઘેર આવી ધર્મલાભ દીધો. વેશ્યાએ કહ્યુ કે અહીં ધર્મલાભનું કામ નથી, અહીં તો અર્થલાભ દેવાની જગ્યા છે. તે વખતે લબ્ધિના પ્રતાપે નંદીષેણ મુનિએ સાડા બાર કરોડ દ્રવ્યનો ત્યાં વરસાદ વરસાવ્યો. પોતાના બાકી રહેલા ભોગાવલી કર્મ ભોગવવા

ત્યાં રહ્યા અને વેશ્યા સાથે ભોગ ભોગવવા લાગ્યા. ત્યાં રહ્યા રહ્યા દરરોજ દશ જણાને પ્રતિબોધ કરીને પ્રભુ શ્રીવીર પાસે મોકલ્યા પછી દાતણુ કરવા લાગ્યા.

આ પ્રમાણે નંદીષેણ મુનિ બાર વર્ષ વેશ્યાને ત્યાં રહ્યા. હવે તેમના ભોગાવલી કર્મનો ક્ષય થવાથી એક દિવસ ઉપદેશ દેતાં નવ જણને પ્રતિબોધ કરીને મોકલ્યા, પરંતુ દશમો સોની પ્રતિબોધ પામ્યો નહિ. તેણે કહ્યું કે જેમ તમે મને ઉપદેશ આપો છો, તેમ તમે કેમ વર્તતા નથી. તે વખતે જમવાનો વખત થઈ ગએલો હોવાથી વેશ્યાએ રીશ ચઢાવી ભોજન કરવા બોલાવ્યા અને કહ્યું કે દશમા તમે દીક્ષા લઈ લો.

આ સાંભળતાંજ વેશ્યાને પણ પ્રતિબોધ આપીને નંદીષેણ મુનિ ફરીથી દીક્ષા લેવા પ્રભુ શ્રીવીર પાસે પહોંચી ગયા. **નંદીષણે અહંકાર કર્યો તો તેમનું ચારિત્રથી પતન થયું, માટે અહંકાર કરવો નહિ.**

## સાગર શેઠની કથા

## ૮૭

આ ભરતક્ષેત્રમાં પદ્મપુર નામનું નગર હતું. ત્યાં મહા ઋદ્ધિવાળો સાગર નામનો શેઠ રહેતો હતો. તે એવો તો કંજુસ હતો કે એઠા હાથે કાગડાને પણ ઉડાડે નહિ. તે એમ સમજતો હતો કે જો હું એઠા હાથે કાગડાને ઉડાડીશ તો મારા હાથમાં લાગેલુ અન્ન કાગડાઓને મલશે. તેને ગુણવતી નામે સ્ત્રી હતી. વળી સોમદત્ત, જયદત્ત, ધનદત્ત અને અમરદત્ત એ નામના ચાર પુત્રો હતા. તે ચારે પુત્રો યુવાન થયા એટલે તેઓને સાગર શેઠે પરણાવ્યા.

સાગર શેઠની સ્ત્રી ગુણવતી મરણ પામી, તેથી સાગર શેઠ મહાદુઃખ પામ્યા. તેમને સગા વહાલાંઓએ દિલાસો આપી શોક મૂકાવ્યો. એક વખતે સાગર શેઠના ચારે પુત્રો પિતાની આજ્ઞા લઇને વહાણમાં બેસીને વ્યાપાર માટે પરદેશ ગયા. પછી સાગર શેઠ વહૂઓ ઉપર વિશ્વાસ નહિ આવતો હોવાથી ઘર આગળ ખાટલો પાથરીને હાથમાં લાકડી લઇને બેસવા લાગ્યા.

એક દિવસે તે સાગર શેઠને રાજાએ રત્નોની પરીક્ષા

કરવા માટે દરબારમાં બોલાવ્યો. તેવામાં ફરતો ફરતો એક યોગી શેઠના ઘેર આવ્યો. વહૂઓએ તેને મીઠાઈ વગેરે જમાડી તૃપ્ત કર્યો. યોગીએ સંતુષ્ટ થઈને વહૂઓને એક મંત્ર આપ્યો અને કહ્યુ કે:–"તમે કોઈ પણ લાકડા ઉપર બેસીને મારો આપેલો આ મંત્ર ભણીને તે લાકડા ઉપર અડદના દાણા છાંટીને તમારે જ્યાં જવું હોય ત્યાંનુ નામ લઈને કહેશો કે અમને તું અમુક સ્થાનકે પહોંચાડ, એટલે તે લાકડું તમને તમારા ઇચ્છિત સ્થાને પહોંચાડશે." એમ કહીને તે યોગી ગયો.

પછી ચારે વહૂઓ મળીને એક મોટું લાકડું લઈ આવી ને તે ઘરમાં એક બાજુએ રાખી મૂક્યું. પરંતુ તે વાતની સાગર શેઠને ખબર નહતી. હવે સાગર શેઠની પગ ચંપી કરવા માટે એક હજામ આવતો હતો, તેના જોવામાં આ મોટું લાકડું આવ્યું. તે વિચારવા લાગ્યો કે આ લાકડું અહીંથી બીજા સ્થળે ન લઈ જવાય એવડું મોટું છે. વળી તે ઘરની એક બાજુમાં પડ્યું છે, માટે આમાં કાંઈ ચમત્કાર તો નહિ હોય?

આ વિચારમાં ને વિચારમાં હજામને શેઠની ચંપી કરતાં ઘણો વખત થઈ ગયો. ઘણી રાત વીતી ગયા પછી શેઠને ઉંઘ આવવા લાગી ત્યારે હજામને રજા આપી કે તું જા. હજામ છાનોમાનો શેઠના ખાટલાની નીચે સૂઈ ગયો. શેઠે ઘરનાં દરવાજા બંધ કર્યા. શેઠ જ્યારે ભર ઉંઘમાં હતા તે વખતે, ચારે વહૂઓ તે લાકડા ઉપર બેસીને મંત્રના બળથી રત્નદ્વીપમાં જઈ પોતાના મનોવાંછિત પૂર્ણ કરીને પાછલી રાત્રિએ પાછી ઘેર આવી ગઈ.

આ વાત જાણીને હજામ વિચાર કરવા લાગ્યો કે આ વહૂઓ ક્યાં ગઈ હશે ? એમ ચિંતવતો પોતાના ઘેર ગયો. બીજા દિવસે પણ હજામ પૂર્વોક્ત રીતે મોડા સુધી ત્યાં જ રહ્યો અને શેઠને સુવાનો વખત થયો, ત્યારે તે પેલા લાકડાના પોલાણમાં પેસી ગયો. સાગરશેઠ હજામ ગયો જાણી બારણા વાસી સૂઈ ગયા. શેઠના ઉંઘી ગયા પછી ચારે વહૂઓ લાકડા ઉપર બેસીને રત્નદ્વીપે ગઈ; ત્યાં લાકડા પરથી ઉતરીને પોતાના મનોરથ પૂર્ણ કર્યા. લાકડાની પોલમાંથી નીકળીને હજામ રત્નદ્વીપમાંથી કેટલાંક અમૂલ્ય રત્નો લઈને પાછો લાકડાના પોલાણમાં આવીને રહ્યો, અને વહૂઓની સાથે પાછો ઘેર આવી પહોંચ્યો. વહૂઓ લાકડા ઉપરથી ઉતરીને ઘરમાં ગઈ, અને ઘાંયજો પણ લાકડાના પોલાણમાંથી બહાર નીકળીને પોતાના ઘેર ગયો.

બીજા દિવસથી હજામે સાગર શેઠની પગ ચંપી કરવી છોડી દીધી. એક દિવસ તે શેઠ પાસે આવીને નમસ્કાર કરીને પોતાનુ રત્નજડિત દર્પણ શેઠને બતાવવા લાગ્યો. શેઠે દર્પણમાં જડેલા અમૂલ્ય રત્નો જોઈને હજામને પૂછ્યું કે દેવોને પણ દુર્લભ આવાં અમૂલ્ય રત્નો તને ક્યાથી પ્રાપ્ત થયાં તે મને કહે. ત્યારે તેણે કહ્યું કે તમારા ઘરમાંથી જ આ રત્નો મને મળેલાં છે.

શેઠે કહ્યું કેઃ–"અરે મૂર્ખ ! મારા ઘરમાં આવું રત્ન ક્યાંથી હોય ? તું સાચું બોલ." આ સાભળીને હજામે બધી સત્ય હકીકત શેઠને વિગતવાર કહી. રાતની વખતે ઉંઘવાનો ઢોંગ કરીને વહૂઓ ન જાણે તેવી રીતે શેઠ લાકડાના પોલાણમાં પેસી ગયા. વહૂઓ રત્નદ્વીપમાં લાકડા ઉપરથી ઉતરીને

ફરવા ગઇ, એટલે શેઠ પણ પોલાણમાંથી નીકળીને પોતે લોભી હોવાથી ઘણાં જ રત્નોની ગાંસડી બાંધીને પાછો પોલાણમાં પેસી ગયો. પાછળથી વહૂઓ પણ આવીને લાકડા ઉપર બેઠી. લાકડું ઉડ્યું, પરંતુ શેઠનો અને શેઠે લીધેલાં ઘણાં રત્નોનો ભાર વધી જવાથી લાકડું હમેશાં કરતાં ધીમી ગતિએ ચાલવા માંડ્યું.

વહૂઓ અંદરોઅંદર વાતો કરવા લાગી કે અરે! આજે લાકડું બરાબર ચાલતું નથી, અને જો ઘેર પહોંચતાં મોડું થશે તો સસરાજી ગુસ્સે થશે. માટે હવે શો ઉપાય કરવો. તે વખતે લાકડાના પોલાણમાં રહેલો શેઠ કહેવા લાગ્યો કે તમે જરાએ બીક રાખશો નહિ, જેનો તમને ભય છે, તે સાગરશેઠ તો હું તમારી સાથે જ છું. આ અવાજ સાંભળી સર્વે વહૂઓ વિચારવા લાગી કે અરે! સસરાજી અહીં ક્યાંથી ? હવે જો તે ઘેર પાછા આવશે તો આપણને ફજેત કરશે, માટે તેમને આ સમુદ્રમાં જ ફેંકી દેવા દો. એમ નક્કી કરીને લાકડાંને હલાવીને તે શેઠને રત્ન સાથે સમુદ્રમાં નાખી દીધો. શેઠ સમુદ્રમાં ડૂબીને મરણ પામ્યો. **જે માણસો અતિ લોભ કરવા જાય છે તેમના સાગરશેઠ જેવા ભૂંડા હાલ થાય છે; તેથી અતિ લોભ કરવો ન જોઈએ.**

# વિક્રમ રાજાની કથા

## ૮૮

ઉજજયણી નગરીમાં વિક્રમાદિત્ય રાજાને એક કમલાવતી નામની રાણી હતી. એક વખત સભામાં બેઠેલો વિક્રમ રાજા આનંદમાં આવી સભામાં કહેવા લાગ્યો કે દુનિયામાં એવી કોઈ વિદ્યા છે કે જે મારા રાજ્યમાં ના હોય? આ પ્રશ્ન સાંભળી એક પરદેશી વિદ્વાન પુરુષ બોલી ઉઠ્યો કે "હે રાજા! તમારા રાજ્યમાં લક્ષ્મીવાન્, વિદ્યાવાન્, ગુણવાન્ એવા અનેક પુરુષો છે. વળી તમે પોતે પણ વિદ્યાવાન્ અને લક્ષ્મીવાન્ છો. તમારી રાણી સરસ્વતી જેવી છે અને દાનેશ્વરી પણ છે; પરંતુ એક માત્ર પરકાયા પ્રવેશકારિણી વિદ્યા તમારી પાસે નથી."

આ સાંભળી વિક્રમ રાજા તરત જ બોલ્યા કે 'તે વિદ્યા કયાં છે?' પેલો પરદેશી પુરુષ બોલ્યો કે 'હે સ્વામી! ગીરનાર પર્વત ઉપર એક સિધ્ધેશ્વર છે, તેની પાસે તે વિદ્યા છે (જૂઓ ચિત્ર ૧૦).' તે સાંભળી પોતાના પ્રધાનને રાજ્ય સોંપીને વિક્રમ રાજા એકલો ગીરનાર ભણી ચાલી નીકળ્યો. રસ્તામાં ઘણાં કષ્ટો વેઠીને કેટલાક દિવસે વિક્રમ રાજા ગીરનાર પર્વત ઉપર પહોંચી ગયો.

ત્યાં રહેલા સિદ્ધેશ્વર યોગીને નમસ્કાર કરીને તેની ભક્તિ કરવા લાગ્યો. યોગી પણ રાજાની શુદ્ધ મનથી કરેલી સેવા ભક્તિથી સંતુષ્ટ થયો. હવે તે વખતે તે જ સિદ્ધેશ્વર યોગીની પાસે બીજો પણ એક બ્રાહ્મણ પરકાયા પ્રવેશકારિણી વિદ્યાને માટે ઘણા દિવસથી ભક્તિ કરતો ત્યાં જ રહેલો છે. તે પણ યોગીનો ઘણો વિનય કરતો હતો; પરંતુ તેને કુપાત્ર જાણી યોગી વિદ્યા આપતો ન હતો.

સિદ્ધેશ્વર યોગી થોડી પણ સેવા કરનાર વિક્રમ રાજા સુપાત્ર હોવાથી તેના ઉપર તુષ્ટમાન થયો; અને વધારે સેવા કરનાર બ્રાહ્મણ કુપાત્ર હોવાથી તેના ઉપર તુષ્ટમાન ન થયો. યોગી વિક્રમાદિત્યને કહેવા લાગ્યો કે 'હે વત્સ! તું ગુણવાન છે, રાજા જેવો દેખાય છે, દૂર દેશાંતરથી આવ્યો હોય એમ લાગે છે, હું તારી કરેલી ભક્તિથી સંતોષ પામ્યો છું। માટે પરકાયા પ્રવેશકારિણી વિદ્યા તું લે।'

આ વચનો સાંભળી રાજા બે હાથ જોડી બોલ્યો કે- 'હે સ્વામી! આ બ્રાહ્મણને પણ આપણી સેવા કરતાં બહુ દિવસ થયા છે, માટે આપ મારી ઉપર જેમ તુષ્ટમાન થયા છો, તેમ એની ઉપર પણ તુષ્ટમાન થઈ એને વિદ્યા આપો.'

તે વખતે તે સિદ્ધેશ્વર બોલ્યો કે-'હે પરદુઃખભંજક સત્પુરુષ। સર્પને દૂધ પીવરાવવાથી શું ફાયદો થવાનો છે?' તો પણ રાજાએ ઘણી પ્રાર્થના કરીને તે બ્રાહ્મણને પણ વિદ્યા અપાવી. પછી રાજા તથા બ્રાહ્મણ બંને જણાને વિદ્યા સાધવાનો વિધિ બતાવ્યો. તે પ્રમાણે બંનેએ વિદ્યા સિદ્ધ કરી. ગુરુની આજ્ઞા માગી રાજા અને બ્રાહ્મણ બને ઉજ્જયણીની

બહાર આવ્યા. તે વખતે રાજાએ બ્રાહ્મણને ત્યાં જ બેસાડ્યો અને પોતે રાજ્યની વ્યવસ્થા જોવા માટે શહેરમાં આવ્યો; ત્યાં પ્રજાના સમાચાર સાભળીને પછી રાજમહેલમાં આવ્યો. તે વખતે પટ્ટહસ્તિના અચાનક મરણથી રાજમહેલના બધા માણસોને ચિંતાતુર સ્થિતિમાં જોયા.

રાજા પાછો બ્રાહ્મણ પાસે આવ્યો. પોતે સાધેલી વિદ્યાની પરીક્ષા કરવા માટે પોતાના શરીરમાથી જીવ કહાડી, પોતાની કાયાને નિર્જીવ કરીને કલેવર બ્રાહ્મણને સોંપીને; પોતાનો જીવ હાથીના ખોળીયામાં ઘાલ્યો, તેથી હાથી તત્કાલ ઊભો થયો. આખો રાજમહેલ આનંદિત થઈ ગયો.

પેલો દુષ્ટબુદ્ધિ બ્રાહ્મણ વિચારવા લાગ્યો કે જો હુ હમણાં મારો જીવ રાજાના શરીરમાં પ્રવેશ કરાવું, તો રાજા બની રાજ્ય ભોગવુ. એમ વિચારી પોતાની વિદ્યાનું તત્કાલ સ્મરણ કરી રાજાના શરીરમાં પોતાનો જીવ ઘાલ્યો, અને પોતાની કાયા બાળી નાખીને નગરમા પ્રવેશ કર્યો. લોકોએ રાજાને આવેલો દેખી વધામણાં કર્યાં. રાજમહેલમાં જઈ સભામા બેઠો. પરંતુ પોતે જાતે બ્રાહ્મણ હોવાથી રાજકારભારથી અજ્ઞાત હોવાથી, તેને જંગલમાં હરણ જેવો દેખી પ્રધાન વગેરે ચિંતવવા લાગ્યા કે 'આ શુ રાજાનુ ચિત્ત ચકડોળે ચડ્યું છે કે કોઈ વ્યંતર વિશેષ રાજાનુ રૂપ કરીને આવ્યો છે?'

પછી જ્યારે તે બ્રાહ્મણ અંતઃપુરમાં આવ્યો, તે વખતે પટ્ટરાણી તો તેને દેખતાં જ બેભાન બની ગઇ. તેણીને ઘણા ઉપચારો કરીને દાસીઓ ભાનમાં લાવી. તે વખતે બનાવટી

સોનાના પાંજરામાં તેને રાખ્યો. રાણી પોતાના હાથે જ તેને સ્નાન ભોજન કરાવવા લાગી.

તે સૂડો ઘણી વખત પ્રશ્નોત્તરાદિક શ્લોકો બોલતો હતો.

પ્રશ્ન:—

"अयुक्तः प्राणदो लोके, वियुक्तः साधुवल्लभः ।
प्रयुक्तः सहि विद्वेषी, केवलः स्त्रीषु वल्लभः ॥

ઉત્તર:—હાર. 'આ' અક્ષર આગળ મૂકવામા આવે તો લોકોનો પ્રાણનો આપનારો 'આહાર' શબ્દ થાય. 'હાર' શબ્દની આગળ 'વિ' મૂકવામાં આવે તો 'વિહાર' શબ્દ થાય છે. વિહાર સાધુ જનોને વલ્લભ હોય છે. 'હાર' શબ્દની આગળ 'પ્ર' અક્ષર મૂકવામાં આવે તો 'પ્રહાર' શબ્દ થાય છે. તે વિદ્વેષીને જ થાય છે. કેવલ 'હાર' શબ્દ જ રાખીએ તો સ્ત્રીઓને વલ્લભ એવો પુષ્પનો 'હાર' જ કહેવાય છે. વળી સૂડો કહે છે કે:—

"किं जीवियस्स चिन्हं, को भज्जा मयणरायस्स ।
का पुष्फाणपहाणं, परणीया किं करइ बाला ॥

ઉત્તર.—સાસ રઈ જાઈ.

જીવતરનુ ચિન્હ શું ? 'સાસ' શ્વાસ. મદનરાજ કહેતાં કામદેવની સ્ત્રી કોણ ? 'રઈ' એટલે રતિ. ઉત્તમ ફૂલ કયું ? 'જાઈ' એટલે જાઈનુ ફૂલ. પરણીને બાલા શું કરે ? 'સાસરઈ જાઇ' એટલે સાસરે જાય.

આ પ્રમાણેના પ્રશ્નોત્તરો કરતાં કરતાં રાણી અને સૂડો દિવસો નિર્ગમન કરે છે. એક વખતે સૂડાએ રાણીને પૂછ્યુ કે 'તમે એ રાજાની સાથે શા માટે બોલ્યા જ નહિ ?' ત્યારે રાણી બોલી કે:–' હે શુકરાજ ! એને દેખવાથી મને આનંદ થતો જ નથી. મને લાગે છે કોઈ રૂપ પરાવર્તન ક-



ચિત્ર ૧૦ સિદ્ધેશ્વર યોગી (પૃષ્ઠ ૪૩)

ચિત્ર ૧૧ શ્રીમહાવીરસ્વામીનુ સમવસરણ (પૃષ્ઠ ૫૫)

રાજા બોલ્યો કે 'હે દેવી! મને દેખી તમે બેભાન કેમ થયા?' તે સાભળી રાણી પણ બુદ્ધિશાલી હોવાથી બોલી કેઃ "હે સ્વામી! તમે જે વખતે દેશાંતર ગયા હતા, તે વખતે મેં ગોત્રદેવીને કહ્યું હતું કે જો રાજા કુશલક્ષેમ ઘેર પાછા આવશે, તો હે કુલદેવી! હું તમારી પૂજા કર્યા વિના રાજા સામું જોઇશ નહિ. તે ભૂલી જઇને મેં તમારા સામું જોયુ એટલે મારા ઉપર દેવીનો કોપ થયો છે; માટે હવે દેવીની પૂજા કર્યા વિના તમારી સામે જોઇશ નહિ." આ સાંભળીને બનાવટી રાજા પાછો દરબારમાં જઇને બેઠો.

હાથીના ખોળીયામાં રહેલા વિક્રમ રાજાએ તેને જોયો. તે વખતે તે મનમાં ચિંતવવા લાગ્યો કે આ પાપી બ્રાહ્મણે મારી સાથે વિશ્વાસઘાત કર્યો છે, પરંતુ એનુ ભલુ નહિ થાય. મને ગુરુએ વાર્યો હતો તો પણ એને વિદ્યા અપાવી તેનુ ફલ તેનો વિશ્વાસ કરવાથી મને મલ્યુ. કહ્યું પણ છે કેઃ—

मित्रद्रोही कृतघ्नश्च, यश्चविश्वासघातकः ।
त्रयोऽपि नरकं यांति, यावच्चंद्रदिवाकरौ ॥ १ ॥

મિત્રદ્રોહી, કૃતઘ્ન અને વિશ્વાસઘાતી; આ ત્રણે જણા હંમેશાં નરકે જ જાય છે. હું પંડિત મૂર્ખ થયો, મારૂ ભાગ્ય વાંકું હોવાથી મને દુર્બુદ્ધિ સુઝી. ભલું કરવા જતાં માઠું થયું. કહ્યું પણ છે કેઃ—

"दैवे वक्रे भवेत्पुंसां, सुकृतं दुष्कृतोपमम् ।
न सिद्धंति स्वकार्याणि, विधिना रचितान्यपि ॥ १ ॥

જે પુરુષનું ભાગ્ય વાકું હોય, તેને કરેલું સારૂ કૃત્ય પણ દુષ્કૃત્ય થઈ જાય છે, તેનું કોઇ પણ કાર્ય તે બરાબર કર્યું હોય તો પણ સિદ્ધ થતું નથી."

દુનિયામાં લોકોના મરણ પછી પુત્ર, મિત્ર, સ્ત્રી વગેરે પારકાં થાય છે, પરંતુ મારે તો આ જનમમાં જ પુત્ર વગેરે પારકાં થયાં.

આ પ્રમાણેનો વિચાર કરીને આલાનસ્તંભને ઉખેડી નાખીને તે હાથી વનમાં ચાલ્યો ગયો. તેને પાછો લાવવા ઘણા ઉપાય કરવામાં આવ્યા, તો પણ તે વનમાં જતો રહ્યો, લોકો પાછાં ફરી ઘેર આવ્યા. હાથી થાકયો એટલે એક વડના ઝાડની નીચે જઇને ઊભો રહ્યો. તે વખતે એક પુરુષ ગોળીથી સૂડાને મારતો હતો, તે દેખીને પોતાનો જીવ સૂડામાં ઘાલીને તે બોલ્યોઃ 'હે ભાઇ ! આ બિચારા રાંક જીવને મારવાથી તને શું લાભ થવાનો છે? માટે તું મને ઉજ્જયણીમાં લઈ જા. ત્યાંના બજારમાં જઈને મને એક હજાર સોનામહોરમાં વેચજે."

આ સાંભળી શિકારી આનંદિત થઈ ગયો, અને તે સૂડાને લઈને ઉજ્જયણીમાં આવ્યો. રાજમાર્ગમાં જઈ ઊભો રહ્યો. જે કોઈ તેની કિંમત પૂછે તેને એક હજાર સોનામહોર કહે. તે વખતે રાણી કમલાવતીની દાસી ત્યાં આવી, તેણે તે સૂડો જોયો. તે સૂડાને તેણીએ કેટલાક શ્લોકો પૂછ્યા, તે વખતે તે સૂડો પણ બધા શ્લોકો બોલી ગયો. દાસીએ જઇ રાણીની આગળ આ સૂડાના સમાચાર કહ્યા. રાણીએ દાસીને કહ્યું કે તું તરત જ જા અને તે સૂડો ખરીદીને લાવ. દાસીએ આવી મૂલ્ય આપીને સૂડો ખરીદ્યો. શિકારી પૈસા લઈ પોતાના ઘેર ગયો. દાસી સૂડાને રાણી પાસે લઈ આવી. રાણી તે સૂડાને દેખી અત્યંત હર્ષ પામી.



ચિત્ર ૧૨ કુલદેવતા રાજાને જગાડે છે (પૃષ્ઠ ૫૭)

રીને આવેલો છે. માટે જ્યાં સુધી મારૂ મન સાક્ષી પૂરે નહિ, ત્યાં સુધી એની સાથે હું વાત પણ નહિ કરૂં.’ રાણીનું મન નિશ્ચલ જાણી સૂડો આનંદિત થયો.

એક વખતે કોઈ ઘરોલીને મૂવેલી દેખીને સૂડાએ તેના શરીરમાં પોતાનો જીવ ઘાલ્યો, તે વખતે સૂડો મરણ પામ્યો. તે દેખી રાણી બેભાન થઇ ગઇ. તેણીને દાસીએ પવન નાખી સાવધાન કરી. તે વખતે રાણી કહેવા લાગી કે એ સૂડાની સાથે હું પણ ચિતામા બળી મરીશ.

બનાવટી રાજાએ તે વાત સાંભળીને રાણીની પાસે આવી પૂછ્યુ કે તું સૂડાની સાથે કેમ બળી મરવા માગે છે? રાણીએ કહ્યુ કે મારા જીવનનો એની સાથે સંબંધ છે, તે માટે જે એની ગતિ તે મારી ગતિ. તે વખતે બનાવટી રાજા બોલ્યો કે તું બળીશ નહિ. હું સૂડાને સચેતન કરૂ છું. એમ કહી પોતે પલંગમાં સૂઈ ગયો. રાણીનુ મન મનાવવા માટે પોતાનો જીવ કાઢી સૂડાના શરીરમાં ઘાલ્યો, અને પોતે સૂડો થયો. તે જ વખતે વિક્રમે ઘરોલીના શરીરમાંથી પોતાનો જીવ કાઢી પોતાના મૂળ શરીરમાં ઘાલ્યો. ઊઠીને રાણી પાસે ગયો. રાણી પણ રાજાનુ મૂળ શરીર દેખી હર્ષ પામી.

પછી રાણીએ રાજાને સર્વ વૃત્તાંત પૂછ્યુ. રાજાએ કહ્યું કે એ વૃત્તાંત આ સૂડો (પોપટ) કહેશે. તે વખતે સૂડાએ મૂળ વૃત્તાંત સંભળાવીને કહ્યું કે–‘જે મિત્રદ્રોહ કરશે તે મારી પેઠે દુઃખી થશે, અને જે પરોપકાર કરશે તે રાજાની માફક સુખી થશે.’ આ વૃત્તાંત સાંભળી રાણી આનંદિત થઈ. એ વખતે એક વ્યાપારી મરણ પામેલો રાજાએ દીઠો, તેના કલેવરમાં બ્રાહ્મણનો જીવ રાજાએ ઘાલ્યો અને તેને સુખી કર્યો. **આ પ્રમાણે સજજન અને દુર્જનનાં લક્ષણ જાણી સજજનતા આદરવી જોઈએ.**

# પોપટની કથા

## ૮૯

એક પોપટની પત્નિએ બે બચ્ચાંઓને જનમ આપ્યો. તેમાં એકનુ નામ ગિરિશુક અને બીજાનુ નામ પુષ્પશુક પાડવામાં આવ્યુ. બંને બચ્ચાંઓ અનુક્રમે મોટા થયા. એક વખતે તેમને મૂકીને સૂડી ચણવા ગઈ. પાછળથી એક શિકારીએ બંને બચ્ચાંઓને પકડયાં. તે શીકારીએ ગિરિશુકને ભિલને વેચ્યો, અને પુષ્પશુકને ઋષિને વેચ્યો.

એક વખત એક રાજા ઘોડા ઉપર બેઠા પછી ઘોડાથી અપહરણ કરાએલો જંગલમાં આવેલા ભિલના મુકામ આગળથી નીકળ્યો. તે વખતે ગિરિશુક બોલ્યો કેઃ–" હે ભિલ ! આ લાખીણો માણસ જાય છે, તેને લૂંટી લે." તે સાંભળી ભય પામેલો રાજા નાસતો નાસતો અનુક્રમે તાપસના આશ્રમ પાસે આવ્યો. તેને દેખીને પુષ્પશુક બોલ્યો કેઃ–" હે ઋષિ ! આ રાજા આવે છે, તેમની ભક્તિ કરો." તે સાંભળી તાપસે રાજાની સારી રીતે ભક્તિ કરી.

રાજાએ પોપટને હાથ ઉપર બેસાડીને પૂછયુ કેઃ– હે પોપટ ! મેં તારાં વચન પણ સાંભળ્યાં, અને ભિલને

ત્યાં રહેલા પોપટના વચન પણ સાંભળ્યાં; પરંતુ તારામા અને તેનામાં ઘણો જ તફાવત છે, તેનુ શું કારણ? તે સાંભળી પોપટ બોલ્યો કેઃ–" હે રાજા! મારા અને તેના માતા અને પિતા એકજ છે, મને ઋષિને ત્યાં વેચવામા આવેલો છે; અને તેને ભિલને ત્યાં વેચવામા આવેલો છે. તે ભિલોની ભાષા નિરંતર સાંભળે છે અને હે રાજા! હું નિરંતર ઋષિઓની વાણી સાભળું છું; એક બીજાની સોબતનો આ તફાવત છે. સોબત તેવી જ અસર થાય છે.

આ પ્રમાણેનાં પુષ્પશુકનાં વચન સાંભળીને રાજા આનંદ પામીને પોતાના સૈન્ય સાથે ઘેર આવ્યો. રાજા તે દિવસથી સારા માણસોની સોબત કરવા લાગ્યો. તેથી **સર્વ જનોએ સારી સોબત જ કરવી.**

વિદ્યાદેવીઓ કહેવા લાગી કે તારા શરીરમાં એવું કોઇ સ્થાન દેખાડ કે જ્યાં અમે સોળે વિદ્યાદેવીઓ રહી શકીએ! સાત્યકીએ પોતાનુ મસ્તક દેખાડ્યું. તે વખતે દેવીઓએ લલાટમાં છિદ્ર પાડી તેના શરીરમાં પ્રવેશ કર્યો. તે છિદ્રના સ્થાનકે ત્રીજું નેત્ર બનાવ્યુ.

એક વખત સાત્યકીએ વિચાર્યું કે મારા પિતા પેઢાલે મારી માતા સાધ્વીની જગતમાં નિંદા કરાવી છે, એ પ્રમાણે ક્રોધ કરીને પેઢાલને મારી નાખ્યો. આ સમાચાર કાલસંવર વિદ્યાધરે સાંભળ્યા; તેથી તે પણ ત્યાંથી પલાયન થઇ ગયો. તેની પાછળ સાત્યકી દોડયો. કાલસંવરે આકાશમાં ત્રણ નગરીની રચના કરી ઘણા વખત સુધી યુદ્ધ કર્યું, તો પણ આખરે સાત્યકીએ તેને મારી નાખ્યો.

પછી સાત્યકી મન્દોમત્ત થઇને પોતાની વિદ્યાઓના બળે અનેક પરસ્ત્રીઓને ભોગવવા લાગ્યો. સાધુનો યોગ થવાથી મિથ્યાત્વ છોડી ક્ષાયિક સમકિત પામ્યો. ત્રણ વખત જિનેશ્વર ભગવંતની પૂજા કરવા લાગ્યો. એક વખતે તે ઉજ્જયણી નગરીના રાજા ચંડપ્રદ્યોતના અંતઃપુરમાં પેઠો. પરંતુ વિદ્યાના બળે તે નજરે દેખાતો નહિ હોવાથી રાજાએ દરબારમા કહ્યું કે કોઇ સાત્યકીને મારનાર છે? તે વખતે ઉમયા નામની ગણિકાએ રાજા આગળ સાત્યકીને મારી નાખવાની કબુલાત આપી. સાત્યકીનો વિશ્વાસઘાત કરી ઉમયાએ તેને મારી નખાવ્યો.

આ પ્રમાણે ઇંદ્રિય લોલુપપણાથી બલવાન એવા સાત્યકીનો નાશ થયો. તે માટે ઇંદ્રિયો વશ રાખવી.



ચિત્ર ૧૩ ઝાડ નીચે રાજા કુટુંબ સહિત (પૃષ્ઠ ૫૭)

બત્રીશ પુત્રો વચ્ચે આવી ઊભા રહ્યા. તેની સાથે યુદ્ધ કરતાં સુધીમાં શ્રેણિક રાજા ચેલણાને લઈને સહિસલામત ચેડા રાજાની હદ વટાવી ગયો. ચેડા રાજાએ સુલસાના બત્રીશે પુત્રોને મારી નાખ્યા. સુજ્યેષ્ટા વિચારવા લાગી કે મે ધાર્યું કાંઈ અને થયુ કાંઈ એમ ચિંતવતાં વૈરાગ્ય આવવાથી પ્રભુ શ્રીવીર પાસે દીક્ષા લઈને નિરતિચાર ચારિત્રને પાળવા લાગી.

એ વખતે એક પેઢાલ નામનો વિદ્યાધર કે જે ઘણી જ વિદ્યાઓ જાણતો હતો, તે વૃદ્ધ થઇ જવાથી પોતાની વિદ્યાઓ આપવાને યોગ્ય પાત્રની શોધ કરતો હતો. તેનો વિચાર એવો હતો કે કોઇ સુશીલ ચારિત્રવાન બ્રહ્મચારી સ્ત્રી હોય, અને તેના ઉદરથી ઉત્પન્ન થએલો જે પુત્ર હોય તેને વિદ્યાઓ આપવી. આવો વિચાર કરીને એવી સ્ત્રીને શોધવા માટે વિદ્યાધર ફરતો હતો. તે વખતે તેની નજરે દીક્ષિત એવી સુજ્યેષ્ટા સાધ્વી પડી, કે જે બાલ બ્રહ્મચારિણી અને કામરહિત હતી. પેઢાલે પોતાની વિદ્યાના બલથી અંધકાર કરીને સુજ્યેષ્ટાના જાણવામા આવે નહિ તેવી રીતે તેણીની યોનિમાં વીર્ય પ્રક્ષેપ્યુ. ધીમે ધીમે તેણીને ગર્ભના ચિન્હો દેખાવા લાગ્યાં. પ્રભુ મહાવીરે તેણીને નિર્વિકારી કહેવાથી એક શ્રાવકે તેણીને પોતાના ઘરમાં રાખી. પૂર્ણ માસે તેણીએ એક પુત્રને જનમ આપ્યો. તેનુ સાત્યકી નામ પાડવામાં આવ્યુ. તે સાધ્વીઓના ઉપાશ્રયે મોટો થયો; ત્યાં સાધ્વીઓ જે જે ભણતી, તે સાંભળતાં સાંભળતાં સર્વ શાસ્ત્રો તેને યાદ રહી ગયાં.

એક વખતે એક કાલસંવર નામનો વિદ્યાધર અને

સાત્યકી બંને જણા પ્રભુ મહાવીરના સમવસરણમાં બેસીને ઉપદેશ સાંભળે છે (જૂઓ ચિત્ર ૧૧). ત્યાં સાત્યકીએ ભગવાનને કહ્યું કે: "હે પ્રભુ! હુ મિથ્યાત્વને ઘોરીને સમુદ્રમાં નાખી દઇશ." પ્રભુએ કહ્યુ કે: "તારાથી તો ઉલટું મિથ્યાત્વ વધારે પ્રચલિત થશે." તેટલામાં કાલસંવર વિદ્યાધરે પ્રભુને પૂછયું કે:–"હે પ્રભુ! મારું મરણ કોના હાથે થશે?" તે વખતે ભગવાને કહ્યું કે–"આ સાત્યકીના હાથથી જ તારું મરણ થશે." તે સાંભળી વિદ્યાધરે વિચાર્યું કે આ બાળકનુ મારી આગળ શું ગજું. એમ ચિંતવીને સાત્યકીને પગની ઠેશ મારીને જતો રહ્યો. આ પ્રમાણે કરવાથી સાત્યકીના મનમા મોટો ખેદ ઉત્પન્ન થયો.

પછી સાત્યકી જ્યારે મોટો થયો, ત્યારે પેઢાલ વિદ્યાધરે તેને રોહિણી પ્રમુખ વિદ્યાઓ શીખવી. તે વિદ્યાઓ સાધતાં કાલસંવર વિદ્યાધર તેને અડચણો ઊભી કરવા લાગ્યો. પરંતુ પૂર્વજનમના વચનથી તે વિદ્યાદેવીઓ અનુક્રમે પ્રસન્ન થઈ. કારણકે પૂર્વભવમાં વિદ્યાદેવીઓએ એ સાત્યકીને પાંચ ભવ પર્યંત ઉવેખ્યો હતો, પરંતુ પાંચમા ભવમાં કહ્યું હતું કે છઠ્ઠા ભવે તને ઉપક્રમે વિદ્યા સિદ્ધ થશે. તે માટે તત્કાલ વિદ્યાઓ સિદ્ધ થઇ. પરંતુ તે વખતે સાત્યકીનુ આયુષ્ય માત્ર છ મહિનાનુ જ બાકી રહેલુ સાંભળીને ફરીથી તેને વિદ્યાદેવીઓને કહ્યુ હતું કે હે સ્વામિની! તમે મારા ઉપર કૃપા કરીને સાતમા ભવે વહેલાં સિદ્ધ થજો. તે વચનથી સાત્યકીને સાતમા ભવે તે વિદ્યાઓ તાત્કાલિક સિદ્ધ થઇ.

તેના ઉપર વિદ્યાદેવીઓને અત્યંત પ્રેમ ઉત્પન્ન થવાથી



ચિત્ર ૧૪ લાકડાની ભારી વેચતી રાણી (પૃષ્ઠ ૫૮)

# સુંદર રાજાની કથા

## ૯૧

અંગદેશમાં આવેલા ધારાપુર નામના નગરમાં સુંદર નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને મનોવલ્લભા નામની રાણીથી કીર્તિપાલ અને મહીપાલ નામના બે પુત્ર હતા. રાજા પોતે પરસ્ત્રીને પોતાની મા બેન સમાન ગણતો હતો, અને રાણી પણ શીયળવંતી હતી. એક વખત મધ્ય રાત્રિએ તેની કુલદેવતાએ આવીને ( જૂઓ ચિત્ર ૧૨ ) કહ્યું કેઃ– " હે રાજા! તારું દુષ્કર્મ ઉદયમાં આવ્યુ છે, તેથી તને મોટું કષ્ટ પ્રાપ્ત થશે." તે સાંભળીને રાજાએ કહ્યું કે આ જીવે જે શુભાશુભ કર્મો કર્યાં હશે તે ભોગવ્યા વિના છૂટકો થવાનો નથી.

આ પ્રમાણે ધીરજ રાખીને પ્રધાનને રાજ્ય ભળાવી રાજા પોતે તથા રાણી અને બે પુત્રો પરદેશ ચાલી નીકળ્યા. એક વખત કુટુંબ સહિત રાજા જંગલમાં એક ઝાડ નીચે સૂતો છે ( જૂઓ ચિત્ર ૧૩ ). તે વખતે તેની પાસે જે ભાતું વગેરે હતું, તે સર્વ ચોર લોકો લૂંટી ગયા. પછી વનફલાદિકે કરીને કુટુંબનો નિર્વાહ કરતો ચાલતો ચાલતો પૃથ્વીપુર નગરમાં આવી પહોંચ્યો. ત્યાં કોઈ ધનસાગર નામના વ્યાપા-

રીને ત્યાં રહ્યો. રાણી જંગલમાં જઈને લાકડા લાવીને માથે ઉચકીને લોકોને ત્યાં વેચવા લાગી (જૂઓ ચિત્ર ૧૪). લોકો તેણીને સ્વરૂપવાન દેખીને મોહિત થઈ વધારે મજુરી આપવા લાગ્યા. કેટલોક વખત વીતી ગયા પછી પાછો ભાગ્યોદય થયો તે વખતે પોતાના નગરમાં પાછા આવ્યા. રાજ્ય પાછું પ્રાપ્ત થયું અને સર્વ મનોરથ સિદ્ધ થયા. ઘણો વખત સંસાર સુખ ભોગવી વૃદ્ધ અવસ્થાએ દીક્ષા લઈ સંલેખના કરીને સુંદર રાજા દેવલોકે ગયો. **આ પ્રમાણે લક્ષ્મીની ચંચલતા જાણી કોઈએ ધનનો ગર્વ કરવો નહિ.**

# વીરસેન તથા અમરસેનની કથા

## ૯૨

મણિમંદિર નામના નગરમાં શ્રીકર નામનો એક વ્યાપારી રહેતો હતો. તે પરમ શ્રાવક હતો, અને ત્રણે કાળ શ્રી જિનેશ્વરદેવની પૂજા કરતો હતો; તથા પર્વ દિવસે પૌષધ કરતો હતો. તે શેઠને કુશલવતી નામની ધર્મપત્નિ હતી. શેઠને ત્યાં બે નોકરો હતા તે પણ શેઠની સોબતથી જૈનધર્મનુ સેવન કરતા હતા.

એક વખતે તે બંને નોકરો અંદરોઅંદર વાતો કરવા લાગ્યા કે આ શેઠ પુણ્યવાન અને ભાગ્યવાન છે, તેથી તેના ત્રણે જનમ સાર્થક થએલા છે. આ વાક્યો સાભળીને શેઠને આનંદ થયો એક વખત તે બંને નોકરો શેઠની સાથે દેરાસરે ગયા. ત્યા શેઠ માલણ પાસેથી ફૂલ લઈ ને જિનમંદિરમાં ગયા, તે દેખીને પેલા બે નોકરોમાથી એક નોકરે પણ પાચ કોડીના ફૂલ લઈને ભક્તિપૂર્વક જિનમૂર્તિની પૂજા કરી. બીજો સેવક ઉપાશ્રયે જઈ ગુરુ મહારાજનુ વ્યાખ્યાન સાંભળવા બેઠો. ત્યાં ઉપવાસનુ પચ્ચક્ખાણ કરીને બે પહોર પછી ઘેર આવ્યો. શેઠને ત્યાથી પોતાના ભાગમાં આવેલું

ધાન્ય ભક્તિપૂર્વક એક તપસ્વી સાધુને વહોરાવ્યુ; સાધુને વહોરાવતાં તેને ઘણો જ આનંદ ઉત્પન્ન થયો.

આ પ્રમાણે શુભ કૃત્યો કરતાં આયુષ્ય પૂર્ણ થવાથી બંને જણા મરણ પામીને કલિંગ દેશના શૂરસેન નામના રાજાની વિજયારાણીની કૂખે પુત્રપણે ઉત્પન્ન થયા. તેમાં એકનું નામ વીરસેન તથા બીજાનુ નામ અમરસેન પાડવામાં આવ્યુ. બંને પુત્રો રાજાને ખૂબ વહાલા હતા. વળી તે બંને સર્વ કલાઓમાં પણ પારંગત થયા. તે બંને ભાગ્યશાળી રાજપુત્રો લોકોને પણ પ્રિય થઈ પડચા. તેઓની લોકપ્રિયતા જોઈને તેમની ઓરમાન માતાએ વિચાર કર્યો કે જ્યાં સુધી આ બંને પુત્રો અહીં હાજર હશે, ત્યાં સુધી મારા પુત્રને રાજ્ય મલશે નહીં.

શૂરસેન રાજા એક વખત વસંતઋતુમાં ઉદ્યાન ક્રીડા કરવા ગયો. તે વખતે ઓરમાન માતાએ રાતના વખતે પોતાનું શરીર નખ વડે વલૂરી નાખ્યુ. રાજા વસંતક્રીડા કરીને ઘેર આવ્યો, ત્યારે તેને રાણીને પૂછ્યું કે તારા આવા હાલ કોણે કર્યા ? રાણી સ્રીસ્વભાવ પ્રમાણે ઢોંગ કરતી ને આંખમાં આંસુ લાવીને બોલી કે 'હે સ્વામી ! આ કામ તમારા બંને વહાલા કુમારોએ કર્યું છે. આ બંને મદોન્મત્ત કુમારોએ તમારી ગેરહાજરીમા આવીને મારા આવા હાલ કર્યા છે માટે હવે મને પીયર મોકલો. એ તમારા માનીતા પુત્રો પાસે મારાથી રહી શકાશે જ નહિ.'

આ પ્રમાણે વાત સાભળતાં જ રાજાએ તરત જ ચંડાલને તેડાવીને કહ્યુ કેઃ–" આ બંને કુમારોનાં મસ્તક કાપી

નાખી આજ રાત્રે મારી પાસે લાવજે." તે સાંભળી ચંડાલ બંને કુમારો પાસે ગયો, અને તેમને રાજાનો હુકમ કહી સંભળાવ્યો. બંને કુમારો બોલ્યા કે:—"પિતાનો આદેશ અમારે મંજુર છે, તું સુખેથી અમારા મસ્તકો કાપી લે."

ચંડાલે કહ્યું કે:—"તમારા પુણ્યથી આકર્ષાઇને હુ કહું છું કે, તમે અહીંથી પરદેશ ભાગી જાઓ." તે બંને કુમારો ચંડાલના કહેવા પ્રમાણે છાનામાના ત્યાંથી જતા રહ્યા બંને વિચાર કરવા લાગ્યા કે આપણા કર્મના ઉદયથી ઓરમાન માતાએ આપણા ઉપર ખોટું કલંક ચડાવ્યુ. ઓરમાન માતાને પણ બંને જતા રહ્યા જાણી આનંદ થયો.

બંને ભાઈઓ ફરતા ફરતા એક જંગલમાં રાત્રિએ એક ઝાડની નીચે સૂઈ ગયા. ત્યાં અમરસેન સૂઈ ગયો અને વીરસેન જાગતો રહ્યો. તે ઝાડના ઉપર સૂડો અને સૂડી બેઠેલાં છે, તેમાંથી સૂડી બોલી કે આ ઝાડની નીચે જે બેઠા છે, તેમનું આપણે બહુમાન કરીએ. તે વખતે સૂડો બોલ્યો કે 'હે સૂડી! આપણે તિર્યંચ છીએ, તેથી આપણે તેમનું શી રીતે બહુમાન કરીએ?'

તે વખતે સૂડી બોલી કે જો ઉદ્યમ કરીએ તો સર્વ વસ્તુ સાધ્ય થઈ શકે છે. તેથી જો તમે ઉદ્યમ કરો, તો હું પણ તમને મદદગાર થાઉં. પછી સૂડાએ કહ્યું કે તું કહે તે હુ ઉદ્યમ કરૂ! સૂડી બોલી કે ત્રિકૂટ પર્વત ઉપર એક સહકાર વૃક્ષ છે, તે એક વિદ્યાધરે મંતરીને વાવેલો છે, તેમાં એક ફલ એવુ છે કે તેનુ ભક્ષણ કરવાથી રાજ્ય પ્રાપ્તિ થાય, અને બીજું ફલ એવું છે કે તેનુ જે ભક્ષણ કરે, તેના

સુખમાંથી રોજ પાંચસો પાંચસો સોનામહોરો પડે. માટે તે સહકાર વૃક્ષના ફલને લાવીને આ બંને જણને આપીએ તો તેમનુ બહુમાન સારી રીતે કર્યું કહેવાય. આ પ્રમાણે વિચાર કરીને તે સૂડો અને સૂડી ત્રિકૂટ પર્વત ઉપર જઈને તે સહકાર વૃક્ષના ફલ લાવીને બન્ને કુમારોને આપીને તેઓનુ બહુમાન કર્યું.

સવાર પડી એટલે બંને કુમારો આગળ ચાલ્યા. અમરસેને દાતણ કરીને રાજ્યપદવી મલવાનુ ફલ ખાધું. બીજા દિવસે બીજું ફલ દાતણ કરીને વીરસેને ખાધું. ફલ ખાતાંની સાથે જ વીરસેનના મુખમાંથી પાંચસો સોનામહોરો પ્રાપ્ત થઈ. તે ધન જોઈને બંને આનંદ પામ્યા. પછી ચાલતા ચાલતા સાતમા દિતસે કંચનપુર નગરે પહોંચ્યા. ત્યાં નગર બહાર વૃક્ષની નીચે અમરસેનને બેસાડી ભોજન વગેરે લેવા માટે વીરસેન નગરમાં ગયો. તે વખતે તે નગરનો રાજા પુત્ર વગર મરણ પામવાથી, પ્રધાન વગેરેએ પંચ દિવ્યો તૈયાર કર્યાં હતા. તે પંચ દિવ્યો ફરતાં ફરતાં નગર બહાર વૃક્ષની નીચે જ્યા અમરસેન બેઠો હતો ત્યાં આવીને પ્રગટ થયાં અમરસનને હાથી ઉપર બેસાડી રાજમહેલમાં લઈ ગયા. અને તેનો રાજ્યાભિષેક કર્યો. પછી ભાઈની શોધ કરતા પત્તો નહિ લાગવાથી, અને પોતાના ભાઈને રાજ્ય પ્રાપ્ત થયુ છે એવા સમાચાર મલવાથી વીરસેન એક ગણિકાને ત્યાં જઈને રહેવા લાગ્યો ત્યાં પોતાના મુખમાંથી જે પાચસો સોનામહોરો પ્રાપ્ત થતી હતી, તે વેશ્યાને આપી દેતો હતો, અને તેણીની સાથે નિરંતર વિષયસુખ ભોગવતો હતો.

એક દિવસે વૃદ્ધ અક્કાએ પોતાની પુત્રીને પૂછ્યુ કે આ પુરુષ કાંઈ પણ ધંધો કર્યા વિના ક્યાંથી દ્રવ્ય લાવીને તને આપે છે? તે વખતે વેશ્યાએ વીરસેનને પૂછ્યુ. વીરસેન સ્ત્રીચરિત્રથી અજ્ઞાત હોવાથી પોતાની સાચી હકીકત જણાવી દીધી. તે વાત વેશ્યાએ અક્કાને કહી. અક્કાએ દવા આપીને વીરસેનને ઉલટી કરાવીને, તેમાંથી ગોટલી નીકળી તે લઈ લીધી. સવારમાં વીરસેન દાતણ કરીને ખોંખારો કરવા લાગ્યો પણ મુખમાંથી સોનામહોર પડી નહિ. પછી નિર્ધન જાણી અક્કાએ ઘરમાંથી બહાર કાઢી મૂક્યો. ત્યાંથી ચિંતાતુર થઈને નજીકમા આવેલા જંગલમાં જઈને એક ઝાડની નીચે આરામ લેવા બેઠો.

તે ઝાડની પાસે રાત્રિના વખતે ચાર ચોરોને અંદરો-અંદર તકરાર કરતા દેખીને વીરસેન કુમાર પણ ચોરની સાથે ચોર જેવો થઈ ને તેમની પાસે ઊભો રહ્યો. ચોરોને તકરારનુ કારણ પૂછ્યુ. તે વખતે ચોરો બોલ્યા કે અમે બાર વરસ સુધી ખૂબ પ્રયત્ન કરીને એક ચાખડીનો જોડો, બીજો દંડ, અને ત્રીજી કંથા એ પ્રમાણેની ત્રણ વસ્તુઓ એક સિદ્ધ પુરુષ પાસેથી મેળવી છે.

તે સાંભળી કુમાર બોલ્યો કે આવી માલ વગરની વસ્તુઓ માટે તમે આટલી તકરાર શા માટે કરો છો? એમાં તે શું છે? તે વખતે ચોર બોલ્યા કે એ વસ્તુઓ મોટા પ્રભાવવાળી છે. કારણ કે તે સિદ્ધ પુરુષે છ મહિના સુધી દેવતાની આરાધના કરીને, આ ત્રણ વસ્તુઓ મેળવેલી છે. આકાશમાં ઉડવાની શક્તિ આ ચાખડીમાં છે, દરેક

જાતના શસ્ત્રના ઘા નિવારણ કરવાની શક્તિ આ દંડમાં છે; અને કંથાની શક્તિ દરરોજની પાંચસો સોનામહોરો આપવાની છે. માટે આ ત્રણે વસ્તુઓની અમારા ચાર જણ વચ્ચે વહેંચણી કરી આપો તો અમારી તકરાર મટી જાય.

કુમારે તે ચારે જણાને કહ્યું કે તમે બધા દૂર જઈને બેસો, હુ બરાબર વિચાર કરીને તેની વહેંચણી કરી આપુ. પછી કુમારે પ્રાપ્ત થએલી લક્ષ્મીની માફક કંથા પહેરી લીધી અને હાથમાં દંડ ધારણ કર્યો, વળી પગમાં ચાખડી પહેરીને આકાશમાર્ગે ઉડી ગયો. ચોરો ઝંખવાણા પડી જઈને પોતપોતાના સ્થાનકે ગયા.

કુમાર પણ દેશાંતર જઈને પાંચમા દિવસે પાછો કંચનપુર નગરમા જ આવ્યો. પેલી કંથાને લીધે તેને રોજની પાચસો સોનામહોરો મલતી તે લઇને મોજ કરતો કરતો રસ્તામાં ફરવા લાગ્યો. તેને ગણિકાએ દેખ્યો, ત્યારે તેની પાસે આવીને પોતાના અપરાધની ક્ષમા માગી. અક્કાએ તેને પોતાના ઘરમાં આવવા દીધો. કુમારને ગણિકાનો વિશ્વાસ નહિ આવવાથી કંથા કોઈ વ્યાપારીને ત્યાં મૂકી રાખીને પોતે વેશ્યાને ત્યા રહીને સુખ ભોગવવા લાગ્યો.

એક વખતે વળી ગણિકાએ અક્કાના કહેવાથી વીરસેન કુમારને પાદુકાનો વૃત્તાત પૂછ્યો, કુમારે તેનુ વૃત્તાંત ખરેખરું કહી દીધું. તે વાત તેણીએ જઈને અક્કાને કહી. અક્કા યુક્તિ કરીને વીરસેનને કહેવા લાગી કે હે વત્સ! તારો વિયોગ થવાથી મારી પુત્રી હંમેશાં મૂર્છા પામતી હતી, તે વખતે મેં સમુદ્રની મધ્યમાં જે યક્ષનુ મંદિર છે, તેની

યાત્રા કરવાની બાધા લીધેલી છે, પણ ત્યાં જઈ શકાતું નહિ હોવાથી બાધા મૂકાતી નથી. કુમારે તે વાત સાચી માની લઈને અક્કાને સાથે લઇ ચાખડી પહેરી યક્ષના મંદિરે જઇ દરવાજા આગળ ચાખડી ઉતારીને મંદિરમાં પ્રવેશ કર્યો. કુમારે જેવો મંદિરમાં પ્રવેશ કર્યો કે તરતજ ચાખડી ઉપાડીને અક્કા પોતાના ઘેર જતી રહી. કુમાર મંદિરની બહાર આવી જૂએ છે, તો ચાખડી અને અક્કા બંનેને દીઠા નહિ. આ બધું કારસ્તાન અક્કાનુ જાણી તે ઝંખવાણો પડી ગયો. બધે ઠેકાણે અક્કાની તપાસ કરવા છતાં પણ તેણીનો પત્તો લાગ્યો નહિ. ચાખડી વગર કુમાર બેટ ઉપર જ અટકી પડયો.

એવામાં એક વિદ્યાધર ત્યાં આવ્યો. તેણે કુમારને પૂછ્યું કે તમે કયાંથી આવ્યા છો? કુમારે પોતાનો સર્વ વૃત્તાંત કહ્યો. વિદ્યાધર બોલ્યો કે તું ચિંતા ન કરીશ, હું તને તારા સ્થાનકે પહોંચાડી દઇશ. જ્યાં સુધી હું યક્ષના દર્શન કરીને પાછો આવું નહિ, ત્યાં સુધી તું અહીંયા રહેજે, અને લાડવા વગેરે આપુ છું, તે તને ભૂખ લાગે ત્યારે ખાજે. પરંતુ પેલા ઝાડની નીચે જઇશ નહિ. એમ કહીને વિદ્યાધર યક્ષના મંદિરમાં ગયો. પાછળથી કુમારે તે વૃક્ષની નીચે જઇ, તે વૃક્ષનું ફૂલ તોડીને સૂંઘ્યુ, એટલે તરત જ તે ગધેડો થઈ ગયો.

પંદર દિવસ પછી પેલો વિદ્યાધર પાછો આવ્યો, તેણે કુમારને ગધેડો બની ગએલો જોયો. પછી બીજા વૃક્ષનું ફૂલ લઇને સુંઘાડીને મૂળ રૂપમાં કુમારને વિદ્યાધરે લાવી દીધો. કુમારે તે બંને વૃક્ષનાં ફૂલ લઇને પોતાની પાસે રાખ્યાં.

પછી તેણે ત્યાંથી કુમારને ઉપાડીને કાંચનપુરમાં મૂકી દીધો. ફરી પાછો અક્કાએ તેને દીઠો, એટલે હાથ જોડીને પૂછવા લાગી કે હે સ્વામી! તમે અહીં પાછા કઈ રીતે આવ્યા? કુમારે કહ્યુ કે હું દેવતાના પ્રભાવથી અહીં આવ્યો છું.

વળી પાછી અક્કા કપટ વચનથી કુમારને ઘેર તેડી લાવી અને કહેવા લાગી કે હે સ્વામી! તમે મંદિરમા ગયા, તેટલામા કોઇક દેવતાએ આવીને મને ચાખડી સાથે ઉપાડીને સમુદ્રમા નાખી દીધી. હું મહા મહેનતે મરતા મરતાં બચીને ઘેર પાછી આવી છું. કુમાર બોલ્યો કે યક્ષે સંતુષ્ટ થઈને મને પુષ્કળ દ્રવ્ય આપ્યુ. વળી બે ઔષધિઓ આપી, તેમા એક ઔષધિના પ્રભાવથી નવયૌવનપણું પ્રાપ્ત થાય છે. તે સાભળી અક્કા બોલી કે મને નવયૌવના બનાવો તો મારે બધાની તાબેદારી મટી જાય. કુમારે તત્કાલ તેને ફૂલ સુઘાડીને ગધેડી બનાવી દીધી. તેના ઉપર કુમાર ચઢી બેઠો અને હાથમાં પેલો દંડ લઈને તે ગધેડીને આખા નગરમાં ફેરવવા લાગ્યો. દંડના પ્રહાર, માથામાં મારીને તેણીને આકુલ વ્યાકુલ કરી દીધી. આ જોઈ બધી ગણિકાઓએ રાજા પાસે જઈને ફરિયાદ કરી. રાજાએ કુમારને પકડવા માટે તરત કેટલાક સિપાઇઓ મોકલાવ્યા. તે બધા સિપાઈઓને વીરસેન કુમારે દંડના પ્રભાવથી જીતી લીધા. સેવકોએ તેવાત જઈની રાજા આગળ કહી. તે વખતે રાજાએ પોતાનુ આખું સૈન્ય વીરસેનને પકડવા મોકલી આપ્યુ, તેને પણ વીરસેને જીતી લીધુ.

પછી રાજાએ અનુમાનથી ઓળખ્યો કે આ તો મારો

ભાઇ છે. તે વખતે તેને જઈ પગે લાગ્યો. તે જોઇ સર્વ લોકોએ જાણ્યું કે આ તો રાજાનો ભાઈ છે. આ પ્રમાણે જાણીને બધાંને આનંદ થયો અને અક્કાના કપટની વાત વીરસેન પાસેથી સાંભળી બધાએ કહેવા લાગ્યા કે આ અક્કા બહુ જ લોભ કરવા ગઈ તો ગધેડી થઈ. પછી કુમારે ગોટલી તથા ચાખડી પ્રમુખ જે કાંઇ વસ્તુઓ તેણીએ લઇ લીધી હતી, તે તેણીની પાસેથી પાછી લઈ શિખામણ આપી બીજું ફૂલ સુઘાડીને અક્કાને ગધેડી મીટાવી દઈને સ્વાભાવિક રૂપમાં લાવી મૂકી.

બન્ને ભાઈઓએ કેટલાક સમય સુધી ત્યાંનું રાજ્ય ભોગવ્યુ. પછી તેમના પિતાએ બન્ને પુત્રાને તેડાવીને જૂદા જૂદા દેશોનાં રાજ્ય આપ્યાં. તે બન્ને ભાઈઓએ એકબીજાના સલાહ સંપથી–સાથે રહીને–ભોગવ્યાં. વૃદ્ધ અવસ્થાએ જ્ઞાની ગુરુના ઉપદેશથી દીક્ષા લઈને નિરતિચાર ચારિત્ર પાળીને આયુષ્ય પૂર્ણ થતાં બંને ભાઈઓ મરણ પામીને દેવલોકમાં ગયા.

# નંદીષેણ મુનિની કથા

## ૯૩

આ નંદીષેણ મુનિ પાછલા ભવમાં ૧૨૦૦૦ વરસ સુધી તપસ્યા કરીને અંતિમ અવસ્થાએ અનશન લઈને પોતાનું દૌર્ભાગ્ય સંભાળીને '**તપના પ્રભાવથી આવતા ભવમાં સ્ત્રીઓને વલ્લભ થાઉં**' એવું નિયાણું કરીને કાલધર્મ પામીને દેવલોકે ગયા. ત્યાંથી ચવીને સમુદ્રવિજયના નાના ભાઈ વસુદેવ નામે થયા. તે ભવમાં ગયા જનમની તપસ્યાના પ્રભાવથી ૭૨૦૦૦ બોંતેર હજાર સ્ત્રીઓ પરણ્યા. એવી રીતે તપના ફલથી વિશેષ સુખ ભોગવી, અંતિમ અવસ્થાએ શુભ ભાવના ભાવતાં કાલધર્મ પામીને દેવલોકે ગયા. માટે **સર્વે ભવ્ય જીવોએ શ્રીનંદીષેણ મુનિની માફક ક્ષમા સહિત તપ કરવું.**

# શ્રીસનતકુમાર ચક્રવર્તીની કથા

## ૯૪

કાંચનપુર નામના નગરમાં વિક્રમસેન નામનો રાજા હતો, તેને પાંચસો રાણીઓ હતી. તે જ નગરમાં એક નાગદત્ત નામનો શેઠ રહેતો હતો, તેને વિષ્ણુ નામની મહા સ્વરૂપવાન પત્નિ હતી. તેણીને ગોખમાં બેઠેલી રાજાએ દેખી રાજાએ પોતાના સેવકો મોકલીને તેણીને બળજબરીથી અંતેઉરમાં બોલાવી મંગાવી. નાગદત્ત શેઠે તેણીને છોડાવવા ઘણા પ્રયત્નો કર્યાં, પરન્તુ રાજાએ તેણીને છોડી નહિ. તેથી નાગદત્ત સ્ત્રીથી વિહ્‌વલ થએલો જંગલમાં જતો રહ્યો.

વિક્રમસેન રાજા પણ વિષ્ણુના ઉપર જ પ્રેમ કરવાથી, બાકીની પાંચસો રાણીઓએ કામણ ટુમણાદિ પ્રયોગો કરીને વિષ્ણુ રાણીને મારી નાખી. તેણીને મરણ પામેલી દેખીને રાજા તેને વળગી રહ્યો, પરન્તુ મોહદશાથી તેણીને અળગી કરતો ન હતો. પછી કોઈ યુક્તિથી પ્રધાન રાણીને અગ્નિસંસ્કાર કરવા લઈ ગયો. પરન્તુ જ્યારે તેણીને ચિતા પાસે મૂકી, ત્યારે રાણીને નહિ દેખવાથી રાજા પ્રધાનને કહેવા લાગ્યો કે મારી પ્રાણપ્રિયાને લાવ. પ્રધાને પણ રાજાને ત્યાં

લઈ જઇને રાણીનું મડદું દેખાડયુ. તે જોઈને રાજાના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો, અને વિચારવા લાગ્યો કે રાણીનુ શરીર અત્યંત સુગંધીમય હતું, તે દુર્ગંધમય થઈ ગયું. વળી તેણીનું મુખકમલ ચંદ્રમા જેવું હતું, તે શોષાઇને જોઈ ન શકાય તેવું થઈ ગયુ. નેત્ર, બાહુ, ગંડસ્થલ વગેરે જે પૂર્વે સુદર દેખાતાં હતાં તે બેડોળ થઇ ગયાં. આ પ્રમાણે અનિત્ય ભાવના ભાવતા અગ્નિસંસ્કાર કરીને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી દીક્ષા લઈ ઉગ્ર તપસ્યા કરીને ત્રીજા દેવલોકે દેવતા થયો.

ત્યાંથી ચ્યવીને રત્નપુર નગરમાં જિનધર્મા નામનો શેઠ થયો. ગયા ભવમાં જે નાગદત્ત શેઠનો જીવ હતો, તે એક બ્રાહ્મણને ત્યાં ઉત્પન્ન થયો. તેનું નામ અગ્નિશર્મા પાડવામાં આવ્યુ. તે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં સંસારનો ત્યાગ કરીને ત્રિદંડી થયો. તે બે બે માસની તપસ્યા કરીને પારણુ કરતો હતો. તે અનેક દેશો ફરીને શિષ્યોના પરિવાર સહિત ફરતો ફરતો પાછો રત્નપુર નગરે આવ્યો. રાજાએ તેને આગ્રહપૂર્વક પારણા માટે આમંત્રણ આપ્યુ. તે વખતે પૂર્વજનમના વેરના લીધે તાપસે કહ્યુ કે જો જિનધર્મા શેઠ પોતાની પીઠ ઉપર ભોજન કરાવે તો હું પારણુ કરૂ, એવી મારી ઇચ્છા છે.

રાજાએ તે વાત કબૂલ રાખી. જિનધર્મા શેઠને તેડાવી તેને ઉંધો સૂવાડયો. તેના પર તાપસ ચઢી બેઠો. પારણા માટે તાંબાનુ વાસણ ખીરથી ભરી મંગાવ્યુ. તે શેઠની પીઠ પર રાખીને, તાપસ જમવા બેઠો. પણ ખીર ગરમ હોવાથી શેઠના વાંસામાં મહાવેદના થવા લાગી. તે વખતે શેઠ મનમાં વિચાર કરવા લાગ્યો કે ગયા ભવમાં મેં આ તાપસને દુઃખ ઉપજાવ્યુ હશે, તેથી એ મને આવું

દુઃખ ઉત્પન્ન કરે છે. **કરેલાં કર્મ ભોગવ્યા વિના છૂટકો થતો જ નથી.** તાપસ જમી રહ્યા પછી વાસણ ઉપાડયું તો શેઠના વાંસાની ચામડી નીકળી પડી. મોટી વેદના ઉત્પન્ન થવાથી ઘેર આવીને, સર્વ જીવાયોનિને ખમાવી અનશન વ્રત લઈ શેઠ મરણ પામી સૌધર્મેન્દ્ર થયો. પેલો અગ્નિશર્મા ત્રિદંડી મરણ પામીને તે જ ઇંદ્રના ઐરાવત હાથી તરીકે ઉત્પન્ન થયો.

તે હાથી મરણ પામીને ઘણો સંસાર પરિભ્રમણ કરીને સીતાક્ષ નામે ગુહ્યક થયો. સૌધર્મેન્દ્ર પણ ત્યાંથી ચ્યવીને હસ્તિનાપુરના અશ્વસેન રાજાને ઘેર પુત્રપણે ઉત્પન્ન થયો. માતાએ ચૌદ સ્વપ્ન દીઠાં. પુત્રનુ નામ સનત્કુમાર પાડવામાં આવ્યુ. અનુક્રમે યુવાન થયો. સનત્કુમાર બહુ જ સ્વરૂપવાન હતો. તેને મહેન્દ્ર નામનો એક ખાસ મિત્ર હતો.

એક વખત મિત્રની સાથે સનત્કુમાર વસંતક્રીડા કરવા માટે ગયો. તે વખતે રાજાને ભેટ આપવા માટે પરદેશથી કોઈ જાતવાન ઘોડો ભેટ લઇને આવ્યો. તે અશ્વને રાજાએ કુમારની પાસે વનમા મોકલ્યો. કુમારે તે ઘોડા ઉપર ચડીને જેવી લગામ ખેંચી તેવો જ ઘોડો ખૂબ દોડ્યો, અને એક ક્ષણમાં જ તે વન મૂકીને આગળ જતો રહ્યો. અશ્વસેન રાજાને આ સમાચાર મલ્યા. તે સમગ્ર સૈન્ય લઇને સનત્કુમારને શોધવા નીકળ્યો. સર્વત્ર તપાસ કરવા છતાં પણ કુમારનો પત્તો નહિ લાગવાથી રાજા રૂદન કરતો નગરમાં પાછો ગયો.

તે વખતે મહેન્દ્રે આવી નમસ્કાર કરીને દેશાંતર જવાની રાજા પાસે આજ્ઞા માગી. તે ફરતો ફરતો કેટલાક

દિવસે કૌબેરી નગરીએ પહોંચ્યો. ત્યાં સરોવરની પાળ ઉપર બેસીને વનફળ ખાઈને પાણી પીધું. એક ક્ષણ બેઠો, એટલામાં વેણુ, વીણા, મૃદંગ, ઝલ્લરી વગેરેનો અવાજ સાંભળીને તે બાજુ ગયો. ત્યાં આગળ અનેક માણસોથી પરિવરેલો સનત્કુમારને મહેન્દ્રે જોયો. તે વખતે આશ્ચર્ય પામીને મહેન્દ્રે કુમારને નમસ્કાર કર્યો. બન્ને જણા ભેટી પડ્યા અને કુશલક્ષેમ પૂછ્યા.

પછી કુમારે પોતાની પત્નિને બધો વૃત્તાંત કહેવા માટે ઇસારો કર્યો. તેણીએ મહેન્દ્રને કહ્યું કે "હે સત્પુરુષ! તમારા મિત્રનુ ઘોડાએ વનમાંથી અપહરણ કર્યું, પછી જ્યારે તેમને લગામ ઢીલી મૂકી કે ઘોડો ઊભો રહ્યો અને તત્કાલ મરણ પામ્યો; અને કુમાર બેભાન થઇ વૃક્ષની નીચે પડયા હતા. તેમને તે વનના અધિષ્ઠાયક દેવતાએ જલ છાંટયું.

"કુમાર સાવધાન થઈ વનદેવતા પ્રત્યે પૂછવા લાગ્યા કે તમે કોણ છો? ત્યારે તેણે કહ્યું કે હું આ વનનો અધિષ્ઠાયક દેવ છું, ક્ષીર સમુદ્રના પાણીથી મેં તને સાવધાન કર્યો. તે વખતે કુમારે કહ્યુ કે 'હે દેવ! મને માનસરોવર દેખાડો, તો હું ત્યાં જઇ સ્નાન વગેરે કરૂ કે જેથી હું થાક મુક્ત થાઉં.' દેવતા કુમારને ત્યા લઈ ગયો. પછી કુમારે સ્નાન કર્યું અને પાણી પીધુ એટલે પાણીની તરસ છીપી અને થાક ઉતરી ગયો.

એવામાં પૂર્વજનમના વૈરી યક્ષે કુમારને દીઠો. ચિરકાલ પર્યંત તેની સાથે યુદ્ધ કરીને કુમારે તેને જીતી લીધો. બીજા દેવતાઓએ આનંદિત થઈને કુમાર ઉપર ફૂલની વૃષ્ટિ

ફરી. ત્યાં ભાનુવેગ વિદ્યાધરની આઠ કન્યાઓ પરણ્યા. પછી કુમારને તે વિદ્યાધર વૈતાઢ્ય પર્વતે લઇ ગયો. ત્યાં પણ કુમાર ઘણી કન્યાઓ પરણ્યા અને સુખેથી ત્યાં રહેવા લાગ્યા. **પુણ્યવંત પુરુષ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં સુખ પામે છે.**

"ફરીથી પાછો વૈરી યક્ષે કુમારને ઉપાડીને વનમાં મૂકી દીધો. ત્યાથી આગળ ચાલતાં એક મંદિર દીઠું. તે મંદિરની સાતમી ભૂમિએ ચઢ્યો, ત્યારે ત્યાં એક રૂદન કરતી કુમારી દીઠી. કુમારે તેને બોલાવીને પૂછયુ કે 'હે સુભગે! તું રુદન શા માટે કરે છે?' ત્યારે કન્યા બોલી કે 'હે સુભગ! સાકેતપુર પાટણનો સુરાષ્ટ્ર નામે રાજા છે, તેની સુનંદા નામની હું પુત્રી છું. હું જયારે યુવાન થઇ, ત્યારે મારા પિતાએ એવો સંકલ્પ કર્યો કે હું મારી પુત્રીને સનત્કુમાર સાથે પરણાવીશ. પણ એક દિવસે કોઈક વિદ્યાધરે મને ત્યાંથી અપહરીને અહીં લાવીને મૂકી છે. હવે મારૂ શું થશે?'

"કુમાર બોલ્યો કે 'તું ભય રાખીશ નહિ, તે સનત્કુમાર હું પોતે જ છું' આ પ્રમાણે વાત કરે છે, એટલામાં તો તે કન્યાને હરણ કરીને લાવનાર વિદ્યાધર પણ ત્યાં આવી પહોચ્યો. તે અને કુમાર વચ્ચે યુદ્ધ થયુ. કુમાર જીત્યા અને સુનંદાની સાથે ત્યાં જ લગ્ન કર્યું. વળી જે વિદ્યાધર હાર્યો તેને પણ પ્રથમ કોઈક મુનિએ કહ્યુ હતું કે 'તું સનત્કુમાર સાથે યુદ્ધમાં હારી જઈશ. અને તારી પુત્રીનો પણ તે પતિ થશે.' તે ઉપરથી પોતાની પુત્રી પણ કુમારને પરણાવી, અને અનેક વિદ્યાઓ પણ આપીને વૈતાઢ્ય પર્વત પર લઇ ગયો. ત્યાં શ્રી શાંતીનાથજી વગેરે અનેક જિન-

બિઓને વંદન કર્યું; ત્યાંથી નીકળીને અમે આજે તમને અહીં મળીએ છીએ. ”

આ પ્રમાણે સઘળો વૃત્તાંત મહેન્દ્ર આગળ કહીને, કુમાર તથા તેની સાથેના પરિવાર સહિત બધાંએ હસ્તિનાપુર પહોંચી ગયા. પુત્રના કુશલક્ષેમ પાછા આવવાના સમાચાર સાંભળીને અશ્વસેન રાજા ખૂબ આનંદ પામ્યા. પછી પુત્રનો રાજ્યાભિષેક કરીને પિતાએ શ્રીધર્મનાથ પ્રભુના શિષ્યની પાસે દીક્ષા લીધી.

પછી સનત્કુમાર છ ખંડ પૃથ્વી જીતીને રાજ્યસુખ ભોગવવા લાગ્યો. ઇદ્રે કુબેર ભંડારીની સાથે બે ચામર, બે પાવડી, બે કુંડલ, નક્ષત્રમાલા, હાર, સિંહાસન, દેવતાનાં નાટક તથા અપ્સરા વગેરે મોકલાવી દીધાં. બત્રીસ હજાર રાજાઓએ મળીને સનત્કુમારના ચક્રવર્તીપણાનો રાજ્યાભિષેક કર્યો. એક વખતે સૌધર્મેન્દ્રે ઇદ્રસભામાં બેઠાં બેઠાં સનત્કુમાર ચક્રવર્તીના રૂપની બહુ જ પ્રશંસા કરી. દેવોએ તે વાત કબુલ રાખી. પરન્તુ તેમાથી બે દેવતાઓ ઇદ્રના વચનની સત્યતાની પરીક્ષા કરવા માટે બ્રાહ્મણનો વેશ ધારણ કરીને ચક્રવર્તીના રાજમહેલના દરવાજા આગળ આવીને દ્વારપાલને કહેવા લાગ્યા કે અમે દૂર દેશાંતરથી ચક્રવર્તીનુ રૂપ જોવા આવ્યા છીએ.

તે વખતે ચક્રવર્તી શરીરે મર્દન કરાવતા હતા, તેથી દ્વારપાલની આજ્ઞા લઈ દેવોએ બ્રાહ્મણના રૂપે આવીને સનત્કુમારનુ રૂપ જોયુ. તેથી હર્ષ પામીને કહેવા લાગ્યા કે અમારો જનમ સફલ થયો. ચક્રવર્તીએ કહ્યું કે હું સ્નાન કરી જમીને રાજસભામાં બેસું, ત્યારે મારું રૂપ જોવું હોય તો આવજો. રાજાના કહેવા પ્રમાણે દેવો રાજસભામાં પણ

રૂપ જોવા આવ્યા. તે વખતે મનમાં ખેદ પામીને માથુ ધૂણાવવા લાગ્યા. ચક્રવર્ત્તીના પૂછવાથી દેવોએ કહ્યું કે ‘ તમારું શરીર હમણાં રોગથી ઘેરાઇ ગએલુ હોવાથી પહેલાનુ રૂપ પલટાઈ ગયુ છે.’ આ પ્રમાણે કહી સ્વસ્થાનકે ગયા. સનત્કુમારે યૌવનાદિને અસ્થિર જાણી વિજયંધર સૂરિ પાસે દીક્ષા લીધી. તેઓના ઉપરના અનુરાગથી સૈન્ય પ્રમુખ પરિવાર તેમની પાછળ પાછળ છ મહિના સુધી ફર્યો. સનત્કુમારે પાછું વાળીને પણ તેની પાછળ જોયુ નહિ. પછી સહુ પોતપોતાને સ્થાને ગયા.

હવે ચક્રવર્ત્તીના શરીરમાં ધીમે ધીમે રોગોની વૃદ્ધિ થતાં બહુ મોટા રોગો ઉત્પન્ન થયા. તે રોગો સાતસો વર્ષ પર્યંત ભોગવતાં છતા બહુ જ કઠણ તપસ્યાઓ કરવા લાગ્યા, તપસ્યાના પ્રભાવથી અનેક લબ્ધિઓ ઉત્પન્ન થઈ. વળી પહેલાંની માફક સૌધર્મેંદ્રે ઇંદ્રિસભામાં સનત્કુમાર સાધુના તપની તથા તેમની કષ્ટ સહન કરવાની શકિતની પ્રશંસા કરી. તે ન માનતાં ફરી દેવતાએ આવી પરીક્ષા કરવા માટે અનેક જાતના ઉપચારો બતાવ્યા. પરંતુ મુનિશ્વર જરાએ ચલાયમાન થયા નહિ, અને કષ્ટ સહન કરવા લાગ્યા. દેવતા છેવટે થાકીને ફૂલની વૃષ્ટિ કરી મુનિને વંદન કરીને સ્વસ્થાનકે ગયો. અંતિમ અવસ્થાએ અનશન કરીને સનત્કુમાર: મુનિ સાત સાગરોપમની આયુષ્ય સ્થિતિવાળા ત્રીજા દેવલોકે દેવતા થયા. દેવસ્થિતિ પૂર્ણ થયે મનુષ્ય તથા દેવના કેટલાક ભવ કરી અનુક્રમે કેવલજ્ઞાન ઉપાર્જન કરીને મોક્ષ સુખને પ્રાપ્ત કરશે.

# એક ડોશીની કથા

## ૯૫

એક ગામમાં એક વાણીયાને ત્યાં એક ડોશી ઘરમાં નોકરનું કામ કરતી હતી. તે ડોશી એક વખત છાણા લેવા માટે જંગલમાં ગઈ. તેણીને બપોર થયા એટલે ભૂખ અને તરશ લાગી એટલે, થોડાંક છાણાં લઈને પાછી ઘેર આવી. તેને દેખી શેઠે કહ્યું કે ' અરે ડોશી ! આજે છાણા થોડાં કેમ લાવી ? ' બીજાં છાણાં લઈ આવો. તે સાંભળી ડોશી પાછી વનમાં ગઈ, બપોરનો વખત હોવાથી તાપ અને લૂ સહન કરતી લાકડાની ભારી ઉપાડી લાવી.

માર્ગમાં એક લાકડું નીચે પડી ગયું. તેને ઉપાડવા લાગી, એટલામાં પ્રભુ મહાવીરની વાણી તેણીના સાંભળવામાં આવી, તેથી તે ત્યાંજ ઊભી રહી. તેના યોગે ભૂખ, તરશ અને તાપની વેદના તેણીના જાણવામાં ન આવી. ધર્મદેશના સાંભળી હર્ષ પામતી સાંજના ઘેર આવી. શેઠે તેણીને મોડું થવાનુ કારણ પૂછ્યું, તે વખતે તેણીએ સત્ય હકીકત કહી સંભળાવી.

તેણીએ પ્રભુ મહાવીરની ધર્મદેશના સાંભળી, તેથી તે ડોશીમાં ધર્મની વૃત્તિ જાણીને તેણીને શેઠે બહુમાન આપ્યું. તેણી જિનેશ્વરની વાણી સાંભળવાથી સુખી થઈ. **આ રીતે વીતરાગની વાણી સાંભળવાથી દુઃખ ટળી જાય છે.**

જિનવર વાણી જે સુણે, નર નારી સુવિહાણ;
સૂક્ષ્મબાદર જીવની, રક્ષા કરે સુજાણ. —૧

# સુભૂમ ચક્રવર્ત્તીની કથા

## ૯૬

વસંતપુર નામના નગરની પાસેના વનમાં જમદગ્નિ નામનો તાપસ રહેતો હતો. તે ઘણી તપસ્યા કરતો હતો અને હૃદયમાં શિવનું ધ્યાન ધરતો હતો, તેથી તેની સર્વત્ર પ્રસિદ્ધિ થઈ. એક વખતે દેવલોકમાં તાપસોનો ભક્ત ધન્વંતરી નામનો દેવ, અને જિનેશ્વરનો ભક્ત વૈશ્વાનર નામનો દેવ પોતપોતાના ધર્મોનાં વખાણ કરવા લાગ્યા.

બંને જણાએ બંને ધર્મના ધર્મગુરુઓની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો અને બંને જણા પૃથ્વી ઉપર આવ્યા. તે વખતે મિથિલા નગરીનો પદ્મરથ નામનો રાજા રાજ ત્યાગીને ચંપાનગરીથી શ્રીવાસુપૂજ્ય સ્વામી પાસે દીક્ષા લઈને તરત જ પાછો વળતો હતો. તેને રસ્તામાં આવતો દેખીને તેની જ પરીક્ષા કરવા માટે અનેક પ્રકારની મીઠાઈઓ વગેરે બનાવીને તેને વહોરાવવા માંડી. તે સાધુ ભૂખ્યા પણ હતા, તો પણ તે મીઠાઈઓ ખપે એવી નહિ હોવાથી વહોરી નહિ, અને તે રીતે પોતાના વ્રતને મૂક્યું નહિ.

વળી તે દેવોએ એક તરફના રસ્તામાં કાંટા અને

કાંકરા બનાવ્યા, અને બીજી તરફના રસ્તામાં નાના નાના પુષ્કળ દેડકા બનાવ્યા. તે સાધુ દેડકાઓ જે તરફ હતા તે તરફ નહિ જતા કાંટા અને કાંકરાવાળા રસ્તે થઈને ચાલ્યા. તેમને ચાલતા ચાલતા કાંટા અને કાંકરાના લીધે પગમા લોહી નીકળવા લાગ્યુ, તો પણ તે ક્ષોભ પામ્યા નહિ.

ત્રીજી વખત તે સાધુની આગળ દેવોએ ગીત તથા નાટકો શરુ કર્યા. વળી તેમને વ્રતમાંથી ચળાવવા માટે સુંદર અપ્સરાઓનાં રૂપ બતાવ્યાં, તો પણ તે સાધુ પોતાના વ્રતથી જરાએ ચળાયમાન ન થયા. ચોથી વખત દેવો જ્યોતિષીનું રૂપ લઈને સાધુની પાસે આવીને કહેવા લાગ્યા કે ' હે મહાત્મા ! અમે જ્યોતિષશાસ્ત્રના બલથી કહીએ છીએ કે તમારું આયુષ્ય હજુ ઘણુ લાંબું છે, માટે આ યુવાન વયમાં ભોગો ભોગવીને, વૃદ્ધ અવસ્થામાં ચારિત્ર લઈ તપસ્યા કરજો.' તે સાંભળી તે સાધુ કહેવા લાગ્યા કે ' હે સિદ્ધ પુરુષો ! જો મારું આયુષ્ય લાબું હશે, તો હુ ઘણા સમય પર્યંત ચારિત્ર પાળીશ, અને તેથી ઘણા કર્મોની નિર્જરા થશે. વળી હમણા યુવાન વયમાં તપસ્યા વગેરે થઇ શકશે, વૃદ્ધાવસ્થા આવ્યા પછી તપસ્યા વગેરે થઈ શકશે નહિ.' સાધુની આવી દૃઢતા જોઈ બંને દેવો હર્ષ પામી જિનધર્મની પ્રશંસા કરવા લાગ્યા.

પછી તે બંને દેવોએ આગળ જતાં વનમાં ઘણા વખતથી તપ કરતા, મોટી જટાવાળા, એકાંત ધ્યાનમાં રહેલા જમદગ્નિ નામના તાપસને જોયો. તેની પરીક્ષા કરવા માટે બંને દેવો, ચકલા અને ચકલીનુ રૂપ કરીને તે ઋષિની દાઢીના વાળમાં માળો કરીને રહેવા લાગ્યા.

એવામાં ચકલો મનુષ્યની ભાષામાં કહેવા લાગ્યો કે હું હિમવંત પર્વતે જઈ આવું, ત્યાં સુધી તું અહીંયાં રહેજે. તે વાત ચકલીએ ન માની અને કહેવા લાગી કે તું ત્યાં જઈને બીજી કોઈ ચકલીમાં આસક્ત થઈ જાય, તો મારા શા હાલ થાય? તે વખતે ચકલો બોલ્યો કે જો ફરી પાછો ન આવુ તો મને ગોહત્યા, સ્રીહત્યાદિકનુ પાપ લાગે. પરંતુ ચકલીએ માન્યું નહિ, અને કહેવા લાગી કે જો તું કોઈ ચકલી સાથે પ્રેમ કરે તો આ ઋષિનું જેટલું પાપ છે, તે સર્વ પાપ તને લાગે, એવી રીતની પ્રતિજ્ઞા કરે તો તને જવા દઉં.

આ વાત સાંભળતાંજ જમદગ્નિ તાપસ ક્રોધે ભરાઇને દાઢી મૂછમાં હાથ નાખી, તે બંનેને પકડીને પૂછવા લાગ્યો કે 'હું કઠણ તપસ્યા કરીને પાપોનો નાશ કરું છું, છતાં પણ તમે મને પાપી કહીને કેમ બોલાવો છો ?' તે વખતે ચકલી બોલી કે 'હે ઋષિ! તમે ક્રોધ ન કરશો, શાસ્રમાં કહ્યું છે કેઃ-

"अपुत्रस्य गतिर्नास्ति, स्वर्गो नैव च नैव च।
तस्मात् पुत्रमुखं दृष्ट्वा, स्वर्गं गच्छंति मानवाः ॥१॥

અપુત્રીયાની સદ્ગતિ થતી નથી અને તે સ્વર્ગે તો જતો જ નથી." તેથી તમારી ગતિ જ નથી. કારણ કે તમે પણ અપુત્રીયા છો.'

આ વાત ઋષિએ પ્રમાણ કરી લીધી. પછી વિચાર્યું કે કોઈક સ્રી સાથે લગ્ન કરીને પુત્ર ઉત્પન્ન કરું. પછી તપનો ત્યાગ કરીને કોષ્ટિક નગરના રાજા જિતશત્રુને ઘણી પુત્રીઓ છે, એવું સાંભળી વિચારવા લાગ્યો કે ચાલ હું તેની પાસે

જઈ કન્યાની યાચના કરું. આ રીતે ઋષિને ચલાયમાન થએલા જોઈને ધન્વંતરી દેવ જે હતો, તેને જિનમાર્ગનો સ્વીકાર કર્યો.

જમદગ્નિ જિતશત્રુ રાજા પાસે ગયા, રાજાએ આસનથી ઉઠીને તેમનો સત્કાર કર્યો. ઋષિએ રાજાની પાસે કન્યાની માગણી કરી. તે વખતે રાજાએ કહ્યું મારે એકસો પુત્રીઓ છે, તેમાંથી જે કન્યા તમારી સાથે પરણવા ઇચ્છે તેને તમે સ્વીકારો. આ સાંભળી જમદગ્નિ અંતઃપુરમાં ગયા. ત્યા તે કન્યાઓ તેને જટાધારી, દુર્બલ, ભીખ માગીને ખાવાવાળો, ધોળા વાળવાળો, સ્નાન કર્યા વિનાનો દેખી જમદગ્નિ સામે થૂંકી. તેથી તે ઋષિ ક્રોધે ભરાયો થકો, પોતાના તપના પ્રભાવે તે સર્વ કન્યાઓને કૂબડી અને ખરાબ રૂપવાળી કરી તરત પાછો વળ્યો.

એવામાં રાજમહેલના આંગણામાં ધૂળમા રમતી એક રાજાની પુત્રીને જમદગ્નિએ જોઇ. પોતાના હાથમાં બીજોરું રાખી કહેવા લાગ્યો કે 'હે રેણુકા! તું મને ઇચ્છે છે?' તે વખતે બીજોરું લેવા રેણુકાએ પોતાનો હાથ લંબાવ્યો. તે દેખી જમદગ્નિએ જાણ્યુ કે આ મને ઇચ્છે છે, એમ વિચારી તેને ઊપાડી લઈ ગયો. રાજાએ પણ શાપના ભયથી સહસ્ર ગોકુલ તથા અનેક દાસ, દાસી સહિત તે કન્યા જમદગ્નિને આપી. પોતાની સાળીઓના સ્નેહથી બાકીની કન્યાનુ કૂબડાપણું ટાળીને તપના પ્રભાવે જમદગ્નિએ સારી કરી દીધી.

આ રીતે બધી તપસ્યા ગુમાવીને, તે રેણુકાને વનમાં

પોતાના આશ્રમમાં લઇ આવ્યો. રેણુકાને અનુક્રમે યૌવનમાં પ્રવેશવાથી મહા સ્વરૂપવાન થએલી જોઈ, તેની સાથે અગ્નિની સાક્ષીએ ફરી પાણિગ્રહણ કર્યું. ઋતુ સમયે જમદગ્નિએ કહ્યું કે હુ એક ચરુ તને મંતરીને આપુ કે જેથી તને ઘણો ઉત્તમ એક બ્રાહ્મણ પુત્ર થાય. તે વખતે રેણુકાએ કહ્યુ કે બે ચરુ મંતરીને મને આપજો કે જેથી એક બ્રાહ્મણપુત્ર થાય, અને બીજો ક્ષત્રિયપુત્ર થાય. ક્ષત્રિયપુત્ર થવાનો ચરુ મારી બહેન કે જે હસ્તિનાપુરમાં પરણાવી છે તેને મોકલીશું. પછી ઋષિએ બે ચરુ મંતરીને રેણુકાને આપ્યા. તે વખતે રેણુકાએ વિચાર્યું કે મારો પુત્ર ક્ષત્રિય–શૂરવીર–થાય તો હું આ જંગલમાં રહેવાના કષ્ટથી મુકત થાઉં. આવા વિચારથી ક્ષત્રિય ચરુ પોતે ખાઈ ગઈ અને બ્રાહ્મણ ચરુ પોતાની બેનને હસ્તિનાપુર મોકલ્યો.

રેણુકાને રામ નામનો પુત્ર થયો, અને તેની બેનને કૃતવીર્ય નામે પુત્ર થયો. એક વખતે કોઈ વિદ્યાધર અતિસારના રોગથી પીડા પામતો એ આશ્રમે આવ્યો. ત્યાં રામે તેની ઔષધાદિક સંબંધી સાર સંભાળ કરી, તેથી તે વિદ્યાધરે રામને પ્રેમથી પરશુ નામની વિદ્યા આપી. રામે તે વિદ્યાને સાધી લીધી, તેના યોગે જગતમા તે પરશુરામના નામથી પ્રખ્યાત થયો.

એક વખતે જમદગ્નિની આજ્ઞા લઇને રેણુકા પોતાની બેનને હસ્તિનાપુર મલવા ગઈ. રેણુકાને પોતાની સાળી જાણી અનંતવીર્ય રાજા તેણીની મશ્કરી કરવા લાગ્યો. વળી રેણુકાનુ સુદર રૂપ જોઇને રાજા કામાતુર થઇ નિરંકુશ પણે રેણુકા

સાથે સંસારસુખ ભોગવવા લાગ્યો. રેણુકાને તેના સંસર્ગથી એક પુત્ર થયો. પછી જમદગ્નિ તે પુત્ર સહિત રેણુકાને પોતાના આશ્રમે તેડી લાવ્યો. પોતાની માતાને પુત્ર સહિત જોઇને પરશુરામ ક્રોધે ભરાયો. પરશુરામે પોતાના પરશુથી માતા અને પુત્રના મસ્તકો છેદી નાખ્યાં.

આ વાત અનંતવીર્ય રાજાના સાંભળવામાં આવી, અને તે ક્રોધે ભરાઈને પોતાના સૈન્ય સહિત જમદગ્નિના આશ્રમે આવ્યો. આશ્રમને બાળી નાખીને બધી વસ્તુઓ ફેંકી દીધી. તાપસોના શોરબકોર સાંભળીને પરશુરામ ત્યાં આવ્યો, તેણે અનંતવીર્યને મારી નાખ્યો.

પ્રધાન લોકોએ આ વાત સાંભળીને હસ્તિનાપુરની ગાદીએ કૃતવીર્યને બેસાડ્યો. તેણે એક દિવસે પોતાની માતાના મુખેથી બાપના મરણનુ કારણ જાણ્યુ, તેથી વેર લેવા માટે જમદગ્નિના આશ્રમે જઇને, ઋષિને મારી નાખ્યો.

પરશુરામે આ વાત સાભળી. તે હસ્તિનાપુર પહોંચ્યો અને કૃતવીર્યને મારી નાખી, તેની ગાદીએ પરશુરામ બેઠો. તે વખતે કૃતવીર્યની તારા નામની રાણી સગર્ભા હતી, તે પરશુરામના ભયથી નાશીને વનમાં જતી રહી. તેના ઉપર કોઈ તાપસને દયા આવવાથી, તેણીને પોતાના આશ્રમના ભોંયરામાં સંતાડી. ત્યાં તેણીએ ચૌદ સ્વપ્ન સૂચિત એક પુત્રને જનમ આપ્યો. તેનુ નામ સુભૂમ પાડવામાં આવ્યું.

પરશુરામે ક્ષત્રિયો ઊપર ક્રોધ કરી સાત વખત નક્ષત્રિ પૃથ્વી કરી દીધી. જ્યાં જ્યા ક્ષત્રિય હોય ત્યાં ત્યાં પરશુ-રામનો પરશુ જાજ્વલ્યમાન થતો હતો. જ્યાં અગાડી ભોંયરામાં કૃતવીર્યની રાણી સતાઇ રહેલી છે, ત્યાં

એક વખત પરશુરામનો પરશુ આવીને જાજ્વલ્યમાન થયો. પરશુરામે તાપસોને પૂછતાં તેઓએ કહ્યુ કે અમે ગૃહસ્થ-પણામાં ક્ષત્રિયો હતા. પરશુરામે આવી રીતે સર્વ ક્ષત્રિયોને મારી નાખીને એમની દાઢાઓનો એક થાલ ભર્યો હતો.

એક વખતે પરશુરામે કોઇ નિમિત્તિયાને પૂછયું કે મારું મરણુ કેવી રીતે થશે? તે વખતે નિમિત્તિયાએ કહ્યું કે જેના દેખવાથી આ દાઢાઓ ખીર રૂપ થશે, અને તે ખીરને સિંહાસન ઊપર બેસીને જે જમશે, તેના હાથે તારું મરણ્ થશે. આ વાત સાંભળી પરશુરામે એક દાનશાલા શરુ કરાવી, તેના આગળના ભાગમાં એક સિંહાસન કરાવ્યું અને દાઢાઓનો થાલ તે સિંહાસન ઊપર રખાવ્યો.

એ વખતે વૈતાઢચ પર્વત ઊપર રહેતા મેઘનાદ નામના વિદ્યાધરે પોતાની પુત્રીનો વર કોણ્ થશે? તે માટે કોઈ નિમિત્તિયાને પૂછતાં, નિમિત્તિયાએ કહ્યુ કે તેનો વર સુભૂમ થશે. આ પ્રમાણે સાંભળીને, તે વિદ્યાધર પોતાની પુત્રીને લઈને સુભૂમના આશ્રમે આવ્યો, પોતાની પુત્રી સુભૂમને પરણાવી, અને પોતે સુભૂમનો સેવક થઇને રહ્યો.

સુભૂમે એક વખતે પોતાની માતાને પૂછયુ કે ‘માતાજી! પૃથ્વી શું આટલી જ છે?’ તેની માતાએ કહ્યુ કે ‘વત્સ! પૃથ્વી તો ઘણી મોટી છે. તેમાની એક માખીની પાંખ જેટલી આ જગામાં આપણે પરશુરામના ભયથી રહીએ છીએ.’ આપની પોતાની રાજધાની હસ્તિનાપુર હતી, ઇત્યાદિ સર્વ વૃત્તાંત કહી સભળાવ્યો.

તે સાંભળીને ક્રોધે ભરાએલો સુભૂમ ભોંયરામાંથી

બહાર નીકળ્યો, અને મેઘનાદ વિદ્યાધરને સાથે લઇ હસ્તિ-નાપુરમાં જ્યાં દાનશાલા છે ત્યાં આવ્યો. સુભૂમની નજર પડતાં જ ક્ષત્રિઓની દાઢાનો થાલ ખીર રૂપ થઈ ગયો, અને તે લઇ તે જમવા લાગ્યો. આ દૃશ્ય જોઈ પરશુરામની રક્ષા કરવાવાળા બ્રાહ્મણો તેને મારવા દોડયા. મેઘનાદે તે બ્રાહ્મણોને મારી નાખ્યા. પરશુરામ પણ આ વાત સાંભળી ત્યાં આવ્યો, અને સુભૂમને મારવા માટે પરશુ ઉપાડયો, તે પરશુ સુભૂમની નજરે પડતાં જ અંગારાની માફક ઠંડો થઈ ગયો. સુભૂમે પરશુરામની ઉપર થાલ જ ઉપાડીને મૂકયો, તે થાલ મટીને ચક્રરત્ન થઈ ગયુ અને તે ચક્રરત્નથી પરશુ-રામનુ મસ્તક છેદાઈ ગયુ.

પરશુરામે જેવી રીતે સાત વાર પૃથ્વી નક્ષત્રિય કરી હતી, તેમ સુભૂમે એકવીશ વાર બ્રાહ્મણ વિનાની પૃથ્વી કરી દીધી. ચક્રરત્નના બળથી છ ખંડ પૃથ્વી સાધી સુભૂમ ચક્રવર્ત્તી થયો. પછી લોભમાંને લોભમાં ધાતકી ખંડના ભરતક્ષેત્રને જીતવા માટે લવણ સમુદ્રમાં ચર્મરત્ન ઉપર સૈન્ય ચઢાવીને આગળ ચાલવા લાગ્યો. ત્યાં તેનુ પૂણ્ય ખૂટી જવાથી દેવોએ તેને સહાય આપવી બંધ કરી, તેથી સમુદ્રમાં ડૂબીને મરણ પામીને, મહાન પાપોદયે તે સાતમી નરકે ગયો. '**અતિ લોભ તે પાપનું મૂળ**' તે વાતની સાક્ષી આ કથા આપણને પૂરી પાડે છે,

# આનંદ શ્રાવકની કથા

## ૯૭

વાણિજ્ય ગામમાં જિતશત્રુ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે ગામમાં આનંદ નામનો એક ગૃહસ્થ રહેતો હતો. તેને શિવાનંદા નામની સ્રી હતી. તેના ઘરમાં બાર કરોડ સુવર્ણ તથા દશ હજાર ગાયોનુ એક ગોકુલ, એવા ચાર ગોકુલ હતા. વળી તે ગામના ઈશાન ખૂણામા આવેલા કોલાગ નામના ગામમાં આનંદના સગાંઓ રહેતા હતા.

એક વખતે ત્યાં દ્યુતિપલાશ નામના ઉદ્યાનમાં, શ્રી મહાવીરસ્વામી પધાર્યા. સમવસરણમાં બેઠેલા પ્રભુ મહાવીરને વંદના કરીને, જિતશત્રુ રાજા તથા આનંદાદિ ગૃહસ્થો પ્રભુની ધર્મદેશના સાંભળવા બેઠા.

પ્રભુનો ઉપદેશ સાંભળીને આનંદ શ્રાવકે શ્રાવકનાં બાર વ્રત ઉચર્યાં. તેમાં પાચમા પરિગ્રહ પરિમાણ વ્રતમાં ચાર કરોડ સુવર્ણ થાપણ રાખવા માટે, ચાર કરોડ સુવર્ણ વ્યાજે આપવા માટે, ચાર કરોડ સુવર્ણ વ્યાપાર માટે, કુલ બાર કરોડ સુવર્ણ. ચાર ગોકુલ, ખેતર ખેડવા માટે પાંચસો હલ, દેશાવર મોકલવા માટે પાચસો ગાડાં, ઘરનાં કામકાજ માટે પાંચસો ગાડાં. જલમાર્ગે પરદેશ જવા માટે ચાર વહાણ અને

ખેતર વગેરેથી ધાન્યાદિ લાવવા માટે ચાર વહાણ; એ રીતે આઠ વહાણ. સ્નાન કરીને દિલ લહોવા સિવાય દિલ લહો-વાનો નિયમ કર્યો. નીલા જેઠીમધના દાતણ સિવાયની લીલો-તરીનો નિયમ કર્યો. ક્ષીરામલાનાં ફલ સિવાય બીજા ફલોનો નિયમ કર્યો. શતપાક તથા સહસ્રપાક, એ બે તેલ સિવાયનાં તેલોનુ મર્દન કરવાનો નિયમ કર્યો. અગર તથા શિલારસના ધૂપ વિના બીજા ધૂપ કરવાનો પણ નિયમ કર્યો. જાઈ અને કમલિની એ બે ફૂલો સિવાયનાં ફૂલો વાપરવાનો નિયમ કર્યો. કાનના કુંડલ તથા પોતાના નામની વીંટી સિવાયના બીજા દાગીના પહેરવાનો પણ નિયમ કર્યો. ગહૂંચૂર્ણની પીઠી અને આઠ પાલી ભરાય એવા પાણીના ઘડાથી વધારે પાણી વાપરવાનો પણ નિયમ કર્યો.

બે ધોળા પટકૂલ સિવાય બીજા વસ્ત્ર વાપરવાનો પણ નિયમ લીધો. ચંદન, અગરુ અને કેસર, એ ત્રણ સિવાયના દ્રવ્યોનુ વિલેપન કરવાનો પણ નિયમ લીધો. મગ વગેરેની ખીચડી, ચોખાની ખીર, ધોળી ખાંડથી ભરેલા ઉંચાં મેદાનાં અને ઘણા ઘીથી તળેલાં પક્વાન સિવાયનાં પક્વાન ખાવાનો પણ નિયમ લીધો. લીલી દ્રાક્ષના પીણાં સિવાયનાં સઘળાં પીણાંઓનો નિયમ કર્યો. સુગંધમય કલમશાલિ ( ઉંચી જાતના ચોખા ) ના કૂર સિવાયના બીજા ઓદનના પણ નિયમ લીધા. શરદ ઋતુના ગાયનાં ઘી સિવાય બીજું ઘી વાપરવાનો પણ નિયમ લીધો.

તૂંબક ( તુંબડી-દૂધી ? ), મંડૂકી ( બીલા-બીજોરાં ? ), અને વચ્છૂઓના શાક સિવાયના બીજા શાક વાપરવાના નિયમ

લીધા. વડાં, પૂરી સિવાયનાં બીજાં અનાજ ખાવાના પણ નિયમ લીધા. આકાશના પાણી સિવાયનાં બીજાં પાણી પીવાના પણ નિયમ લીધા. એલચી, લવિંગ. કસ્તુરી, કંકોલ, કપૂર, જાયફલ એ વસ્તુઓએ કરીને સહિત પાન સિવાયના પાન ખાવાના પણ નિયમ લીધા. પોતાના ઘરમાં નિયમ ગ્રહણ કર્યા પહેલાંની જે ઘરવખરી છે, તે ઉપરાંત ઘરવખરી રાખવાના નિયમ લીધા.

પાંચમા તથા સાતમા વ્રત સંબંધી આ હકીકત જણાવી. તેવી જ રીતે બીજા વ્રતોના પણ યથાયોગ્ય નિયમ લઇ શ્રીમહાવીર પ્રભુને વંદન કરીને આનંદ શ્રાવક ઘેર આવ્યો. શિવાનંદા સ્ત્રીએ પણ મહાવીર પ્રભુ પાસે આવીને શ્રાવિકા ધર્મ અંગીકાર કર્યો. બંને જણાએ ચૌદ વર્ષ પર્યંત આ નિયમો પાળ્યા.

આનંદ શ્રાવકને પ્રતિમા આરાધવાની ઇચ્છા થઈ. તે વખતે સર્વ કુટુંબની અનુમતિ લઈ કોલ્લાગ ગામમાં પૌષધ-શાળા કરાવી. મોટા પુત્રને ઘરનો બધો ભાર સોંપીને, સર્વ સાધર્મિકોને જમાડી, પૌષધશાલાએ જઈ મહાતપ કરતો થકો અગિયારે પ્રતિમાઓની આરાધના કરી. આવી રીતે પ્રતિ-માઓનુ આરાધન કરતાં કરતા આનંદનું શરીર અત્યંત દુર્બલ થઈ ગયુ. એવી રીત ધર્મ આરાધના કરતાં કરતાં અનશ-નની ઇચ્છા થઇ, તે વખતે સંલેખના કરીને અનશન લીધુ. અનશનમાં અવધિજ્ઞાન ઉત્પન્ન થયુ.

એ અવસરે પ્રભુ શ્રીમહાવીર ઉદ્યાનમા આવીને સમોસર્યા. જૂઓ ચિત્ર ૧૫). તે વખતે ગૌતમસ્વામી છઠના પારણે

ભિક્ષાને માટે નગરમાં જઈ અન્ન પાણી વહોરીને પાછા વળતા હતા, તે વખતે કોલ્લાગ ગામ તરફ ઘણા લોકોને જતાં દેખીને ગૌતમસ્વામીએ પૂછયું કે આ બધા કયાં જાય છે? ત્યારે કોઇએ કહ્યુ કે હે મહારાજ ! આનંદ શ્રાવકે અનશન કર્યું છે, તેમને વંદન કરવા જાય છે તે સાંભળી ગૌતમસ્વામી પણ આનંદ શ્રાવકની સુખશાતા પૂછવા ત્યાં ગયા.

ગૌતમસ્વામીને પધારેલા જોઇને આનંદ અત્યંત હર્ષ પામ્યા, અને કહેવા લાગ્યા કે હે પૂજ્ય ! હું ઊઠી શકતો નથી માટે આપ નજીક પધારો, તો આપના પગનો હું મારા મસ્તકે સ્પર્શ કરૂં. તે સાંભળી શ્રીગૌતમસ્વામી નજીક પધાર્યા. તે વખતે આનંદે ત્રિકરણ શુદ્ધિએ કરીને મસ્તક પગે લગાડીને વંદન કર્યું. આનંદે ગૌતમ સ્વામીને પૂછયુ કે પ્રભુ ! ગૃહસ્થને અવધિજ્ઞાન ઉત્પન્ન થાય? ગૌતમસ્વામી બોલ્યા કે હા ઉત્પન્ન થાય.

આનંદે કહ્યુ કે મને આપની કૃપાથી અવધિજ્ઞાન ઉત્પન્ન થએલુ છે. તે અવધિજ્ઞાનથી પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દિશાએ સમુદ્રમાં પાંચસો યોજન પર્યન્ત દેખું છું. ઉત્તર દિશાએ હિમવંત પર્વત સુધી દેખું છું. ઉંચું સૌધર્મ દેવલોક પર્યન્ત અને નીચું પહેલી નરકપૃથ્વીના લોલુઆ નરકાવાસ સુધી દેખું છું. તે સાંભળી ગૌતમસ્વામી બોલ્યા કે ગૃહસ્થને આવું અવધિજ્ઞાન ઉપજે નહિ, માટે તમે મિચ્છામિદુક્કડં દો. આનંદે કહ્યુ કે સત્ય કહેવાનુ મિચ્છામિદુક્કડં દેવાય નહિ. ગૌતમસ્વામીએ કહ્યું કે આટલુ અવધિ ગૃહસ્થપણે ન ઉપજે. તે વખતે આનંદે કહ્યુ કે આપજ મિચ્છામિદુક્કડ દો.

શ્રીગૌતમસ્વામી શંકા ધરતા શ્રીમહાવીર પાસે ભાત-

પાણી વાપરીને પૂછવા લાગ્યા કે ' હે ભગવન્ ! આનંદ મિચ્છા-મિદુક્કડં દે કે હું દઉં ? ' ભગવાને કહ્યુ કે ' હે ગૌતમ ! તું જ મિચ્છામિદુક્કડં દે. ' પછી ગૌતમસ્વામીએ આનંદ પાસે જઇને મિચ્છામિદુક્કડં દઈને આનંદને ખમાવ્યા. વીસ વર્ષ પર્યન્ત શ્રાવક ધર્મ પાળીને આનંદ પહેલા સૌધર્મ દેવલોકમાં અરુ-ણાભ વિમાનમાં ઉત્પન્ન થયા. ત્યાંથી ચવીને મહાવિદેહ ક્ષેત્રમાં અવતરીને દીક્ષા લઈને મોક્ષે જશે.

# સાગરચન્દ્ર તથા અશોકદત્તની કથા

## ૯૮

મહાવિદેહ ક્ષેત્રમાં અપરાજિતા નામની નગરીમાં ઈશાનચંદ્ર નામન  જા રાજ્ય કરતો હતો. ત્યાં ચંદનદાસ નામના એક શેઠને ગુણવાન સાગરચંદ્ર નામનો પુત્ર હતો. તેને અશોકદત્ત નામનો એક કપટી મિત્ર 'હતો. વસંતક્રીડા માટે રાજાનો આદેશ થયો કે બધાએ વસંતક્રીડા માટે વનમાં આવવું.

રાજા, સાગરચંદ્ર તથા અશોકદત્ત તથા નગરના લાખો માણસો વનમાં વસંતક્રીડા માટે ગયા. ત્યાં સર્વ ઠેકાણે ગીત, ગાન, નાટક તથા હીંચકા વગેરેની જૂદી જૂદી રમતોમાં લોકો તલ્લીન થઇ ગયા. તે વખતે ' રાખો રાખો ' એવો અવાજ સાંભળવામાં આવ્યો. તે વખતે સાગરચંદ્ર હાથમાં તલવાર લઇને દોડયો, તો તેણે નજરે પુણ્યભદ્ર શેઠની દીકરી પ્રિયદર્શનાને ચોર લોકો ઊપાડી જતા જણાયા. સાગરચંદ્રે ચોર લોકોને હરાવીને કાઢી મૂક્યા.

આ વાત સાગરચંદ્રના પિતાના જાણવામાં આવી. સાગરચંદ્ર ઘેર આવ્યો, ત્યારે તેના પિતા ચંદનદાસે તેને શિખામણ આપી કેઃ—" હે વત્સ ! ઉદ્ધતપણું ન કરવુ. પોતાની શક્તિ પ્રમાણે જ બલ બતાવવુ. દ્રવ્ય પ્રમાણે વેશ રાખવો. સારી

સોબત કરવી. મ્હોટાનો વિનય કરવો. વળી તારો મિત્ર અ-
શોકદત્ત છે તે માયાવી છે, માટે તેની સોબત કરીશ નહિ."
પિતાની શિખામણ સાંભળી અશોકદત્ત બોલ્યો કેઃ-"હે
પિતાજી! કુલની લાજ જાય એવું કૃત્ય હું નહિ કરૂ."

પુણ્યભદ્ર શેઠે પણ સાગરચંદ્રનો ઉપકાર જાણીને પોતાની
પ્રિયદર્શના પુત્રી મ્હોટા મહોત્સવથી સાગરચંદ્રને પરણાવી.
બન્ને જણા આનંદથી સુખ ભોગવવા લાગ્યા.

એક વખત સાગરચંદ્ર વ્યાપાર માટે દેશાવર ગયો.
અશોકદત્ત મિત્રને ઘેર આવી કપટથી પ્રિયદર્શનાને સ્નેહ દેખા-
ડતો કહેવા લાગ્યો કે આપણે બન્ને જણા સ્નેહ બાંધીએ.
તેના આવા અનુચિત વાક્યો સાભળતાં જ પ્રિયદર્શનાએ તેને
ઘરની બહાર કહાડી મૂક્યો.

બહાર નીકળતાં જ દેશાવરથી સાગરચંદ્રને આવતો
જોયો. અશોકદત્તે તેને કહ્યું કે તારી ગેરહાજરીમા તારી સ્ત્રીએ
મારી સાથે સ્નેહ કરવાની માગણી કરી હતી, પરંતુ મેં તે
વાતનો નિષેધ કર્યો હતો. સાગરચંદ્રે કહ્યું કે આવુ અઘટિત
કાર્ય કરવું ન જોઇએ.

ઘેર આવતાં, પ્રિયદર્શનાના મુખથી સઘળો વૃત્તાંત
જાણવામાં આવ્યો. તે વખતે પોતાના પિતાએ આપેલી
શિખામણ વાસ્તવિક જણાઇ. પછી પોતે ધર્મકાર્યમાં સમય
વ્યતિત કરવા લાગ્યો. અનુક્રમે પતિ અને પત્નિ બન્ને
જણા જંબુદ્વીપના ભરતક્ષેત્રના દક્ષિણ ખંડમાં ગંગા અને સિંધુ
નદીની વચ્ચે, ત્રીજા આરામાં નવસો ધનુષ પ્રમાણ દેહવાળા
યુગલિયા થયાં; અશોકદત્ત મરીને ચાર દાંતવાળો હાથી થયો.

તે હાથીએ ફરતાં ફરતાં એક વખત તે બંને યુગલિયાઓને જોયાં. તે વખતે પાછલા ભવના સ્નેહને લીધે, બંનેને સૂંઢથી ઊપાડીને પોતાની પીઠ ઊપર બેસાડી દીધાં. તેથી તે યુગલિયાનું વિમલવાહન એવું નામ પ્રસિદ્ધ થયુ. **સરળપણાથી સાગરચંદ્ર પ્રથમ કુલકર થયો, અને માયાવીપણાથી અશોકદત્ત હાથી થયો. સરળપણાથી મનુષ્ય સારી ગતિમાં ઉત્પન્ન થાય છે.**

નાગિલાએ કોઇપણ જાતના ભેદભાવ વગર સત્ય હકીકત કહી. તેણીના સત્યવાદીપણાથી રાજા આનંદિત થયો, અને નાગશેઠની પાસેથી દાગીના અપાવી દીધા. રાજાએ નાગિલાનુ બહુમાન કર્યું, અને તેણીની સત્યવકતા તરીકે આખા નગરમા પ્રસિદ્ધિ થઈ.

નાગશેઠના ઘેર એક વખત માસખમણના પારણે કોઈ મુનિ પધાર્યા, તેમને ભાવ સહિત નાગિલાએ આહાર, પાણી વહોરાવ્યા. તેથી બંને જણાએ શુભ કર્મ ઉપાર્જન કર્યું. ત્યાં આયુષ્ય પૂર્ણ કરીને, નાગિલાનો જીવ મરણ પામીને તું અહીં પદ્મશેઠ તરીકે ઉત્પન્ન થયો છું, અને નાગશેઠનો જીવ મરણ પામીને કપટના યોગે તારી પદ્મિની સ્ત્રી થઇ છે. જીભથી જૂઠું બોલવાથી, તેણીને મુખરોગ અને કર્કશ સ્વર પ્રાપ્ત થયો છે. આ પ્રમાણે સાંભળીને બંને જણા દીક્ષા લઈ, ચારિત્ર-પાળી મોક્ષે પહોચ્યા. **સત્યનો હમેશાં જય થાય છે. સંતોષ જેવું બીજું નિધાન નથી.**

# પદ્મ અને પદ્મિનીની કથા

## ૯૯

સ્વસ્તિમતી નામની નગરીમા ન્યાયસાર નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમાં પદ્મ નામનો સત્યવાદી શેઠ રહેતો હતો. તેની પદ્મિની નામની સ્ત્રી મહા રૂપવાન હતી. પરન્તુ કર્મના યોગે તેણી મુખરોગથી પીડાતી હતી અને તેણીનો અવાજ કર્કશ હતો. શેઠે પદ્મિનીનો મુખ રોગ મટાડવા માટે ઘણા ઉપચાર કર્યા, તો પણ તે રોગ મટયો નહિ.

એક વખતે કપટથી પદ્મિની પોતાના પતિ પદ્મ શેઠને કહેવા લાગી કે હે સ્વામી ! મને સારૂ થતું નથી માટે આપ સુખેથી બીજી સ્ત્રી પરણો. શેઠે કહ્યુ કે મને તારાથી સંતોષ છે. એક વખતે શેઠ ઉદ્યાનમા દેહચિંતાને માટે ગયો. તે વખતે ખૂબ વરસાદ વરસવાથી નિધાન પ્રગટ થયુ. તે દેખીને શેઠ પોતાને ઘેર જતો રહ્યો. બાજુમાં કોટવાલ ફરતો હતો. તેણે પણ આ જોયુ. જઇને તેણે રાજાને આ વાતની ખબર આપી.

રાજાએ શેઠને બોલાવીને પૂછ્યુ કે તમે નિધાન કેમ ના લીધું ? શેઠે કહ્યું કે મહારાજ ! મારી પાસે અખૂટ

નિધાન છે, તો પછી બીજા નિધાનને હું શું કરૂ ? રાજાએ પૂછ્યુ કે તમારી પાસે એવું તે શું નિધાન છે ? શેઠે કહ્યુ કે **મારી પાસે સંતોષરૂપ અક્ષય નિધાન છે.** આ સાંભળી રાજા ઘણો જ રાજી થયો, અને શેઠને નિર્લોભી જાણી નગરશેઠની પદવી આપી.

એક વખતે ઉદ્યાનમાં શ્રુતકેવલી પધાર્યા. રાજા તથા પદ્મ શેઠ વંદન કરવા ગયા. ધર્મદેશના પૂર્ણ થયા પછી પદ્મ શેઠે પૂછ્યુ કે હે મહારાજ ! મને પરમ સંતોષ છે તેનુ કારણ શું ? અને મારી સ્ત્રી મુખરોગવાળી અને કર્કશ સ્વરવાળી છે તેનુ કારણ શું છે તે મને કહો.

ગુરુ મહારાજે કહ્યુ કે ગયા ભવમાં આ જ નગરમાં નાગશેઠ નામનો એક અસત્યવાદી, અસંતોષી અને માયાવી શેઠ રહેતો હતો, તેને નાગિલા નામની સત્યવાદી અને માયા રહિત સ્ત્રી હતી. એક વખતે નાગશેઠનો, નાગમિત્ર નામનો મિત્ર દેશાવર જતો હતો, તે વખતે પોતાના પુત્રને કહી નાગશેઠની સ્ત્રી નાગિલાની સાક્ષીએ પોતાના દાગીના નાગશેઠને સાચવવા આપ્યા. દેશાવરથી ઘણુ ધન ઉપાર્જન કરીને પાછા વળતાં રસ્તામા નાગમિત્રને ચોરોએ લૂંટી લીધો અને મારી નાખ્યો. તે વાતની તેની સ્ત્રી તથા પુત્રને ખબર પડી. કેટલાક દિવસ પછી શેઠનો પુત્ર પોતાના પિતાએ મૂકેલા દાગીના લેવા માટે નાગશેઠ પાસે આવ્યો. નાગશેઠે કહ્યું કે તારા પિતાએ મને કાંઇ આપ્યુ નથી.

નાગમિત્રના પુત્રે રાજા આગળ આ વાતની ફરીયાદ કરી. સાક્ષી તરીકે નાગિલાનુ નામ દીધું. રાજાએ પૂછતાં



ચિત્ર ૧૭ ગાયો ચારતો સંગમ (પૃષ્ઠ ૧૩૦)

# ગોત્રાસની કથા

## ૧૦૦

વણિજ્ગામમાં મિત્રદેવ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને શ્રીદેવી નામની રાણી હતી, પ્રભુ મહાવીર એક વખત ગામની નજીકના ઉદ્યાનમાં સમવસર્યા (જૂઓ ચિત્ર ૧૬). પ્રભુ મહાવીરની આજ્ઞા લઈને, શ્રીગૌતમસ્વામી છઠના પારણે ગામમાંથી ગોચરી વહોરી આવ્યા.

ગોચરી વહોરીને પાછા ફરતાં રસ્તામાં ઘણા રાવલોથી વીંટળાએલો અને સખત બંધને બાંધેલો એક માણસ દીઠો. તે માણસના નાક, કાન, હોઠ અને જીભ છેદેલાં હતાં, તેનું શરીર ધૂળથી ખરડાએલુ હતું. વળી તેના શરીરમાથી ટૂકડો ટૂકડો માંસ કાપી કાપીને તેને ખવડાવતા હતા. આવી દયાજનક સ્થિતિમાં મૂકાએલો તેને દેખીને, આ પાપનુ ફલ ભોગવે છે, એમ જાણી મનમાં વૈરાગ્ય લાવીને, પ્રભુ પાસે ઈરિયાવહી પડિક્કમી, ભાત પાણી વાપરીને ગૌતમસ્વામી પ્રભુને પૂછવા લાગ્યા કે ' હે પ્રભુ ! કયા પ્રકારના રૌદ્ર કર્મોએ કરીને એ પુરુષ આવા મહાદુઃખો ભોગવે છે ? ' તે વખતે પ્રભુ મહાવીર બોલ્યા કે હે ગૌતમ ! તેનું કારણ સાંભળઃ

હસ્તિનાપુર નગરમાં સુનંદ રાજા રાજ્ય કરતો હતો. તે ગામમાં ગાયોને બેસવા માટે લોકોએ એક માંડવો કરાવેલો હતો. તે માંડવામાં બહાર જંગલમાંથી ઘાસ વગેરે ચરીને, પાણી પીને સાંજના વખતે ગાયો માંડવામાં આવીને સુખે બેસતી હતી. તે ગામમાં એક ભીમ નામનો પુરુષ હતો, તેને ઉત્પલા નામની સ્ત્રી અને ગોત્રાસ નામનો એક પુત્ર હતો. તે ગોત્રાસ બાલપણથી જ મહાદુષ્ટ, નિર્દયી, પાપી અને જીવોનો ઘાત કરતો હતો.

એક વખતે રાત્રિના સર્વ લોક સૂઈ રહ્યા પછી, તે ગોત્રાસ પોતાના હાથમાં કાતી લઈને ગાયોના માંડવામાં આવ્યો. તેમાથી કેટલીક ગાયોના પૂંછડાં, કાન, નાક, હોઠ, જીભ, આંચળ, પગ વગેરે અવયવો કાતીથી છેદી નાખ્યા. આ પ્રમાણે અઘોર પાપ કરીને, પાંચસો વરસનું આયુષ્ય ભોગવી, મરણ પામીને બીજી નરકે ઉત્પન્ન થયો.- કહ્યું પણ છે કે:—

**ઘોડા બળદ સમારીયા, કીધા જીવ વિનાશ;**
**પુણ્યવિહૂણા જીવ તે, પામે નરક નિવાસ.—૧**

પછી તે ગોત્રાસનો જીવ નરકમાંથી નીકળીને વણિક-ગામના સુમિત્ર શેઠની સુભદ્રા નામની વાંઝણી સ્ત્રીના ઘેર પુત્રપણે ઉત્પન્ન થયો છે. તેને જન્મતાં જ ઉકરડામાં ફેંકી દીધો હતો. વળી ત્યાથી પાછો લાવીને એનુ ઉજ્ઝિત નામ પાડવામાં આવ્યું છે. તે મોટો થયો, એટલે સુમિત્ર શેઠ તેને સાથે લઈ ધન ઉપાર્જન કરવા વહાણુમાં પરદેશ ગયા. રસ્તામાં કર્મવશે વહાણુ ભાંગી ગયુ; સુમિત્ર શેઠ

મરણ પામ્યો, અને ઉજ્ઝિત ઘેર પાછો આવ્યો. પતિના મરણના સમાચાર સાંભળીને સુભદ્રા શેઠાણી પણ મરણ પામી.

ઉજ્ઝિત પાછળથી દુરાચારી થયો. સ્વજનોએ તેને ઘરની બહાર કાઢી મૂક્યો. એક દિવસ તે રાજાની માનીતી કામધ્વજા નામની વેશ્યાના ઘરમાં પ્રવેશ કરવા જતો હતો, તે જ વખતે રાજપુરુષોએ તેને પકડ્યો, અને રાજાની આજ્ઞાથી આ દુઃખો સહન કરે છે. આ પ્રમાણે ત્રાસ આપતાં આપતાં તેને મારી નાખશે. મરીને પહેલી નરકે જશે. ત્યાંથી મરીને નપુંસક થશે. આવી રીતે ઘણા ભવો સુધી તે નપુંસક થશે. **આ જાણી નિર્લંછન કર્મ ન કરવું.**

## શિવકુમાર અને યજ્ઞદત્તની કથા

### ૧૦૧

ઉજજયિણી નગરીમાં સમુદ્રદત્ત નામનો શેઠ હતો. તેને ધારિણી નામની સ્ત્રી, શિવકુમાર નામનો પુત્ર અને યજ્ઞદત્ત નામનો નોકર હતો. સમુદ્રદત્ત શેઠ કોઈક અસાધ્ય રોગ ઉત્પન્ન થવાથી મરણ પામ્યો. કર્મના યોગે ધારિણી યજ્ઞદત્ત નોકરની સાથે આસક્ત થવાથી, તેના હાથે પોતાના પુત્ર શિવકુમારનુ કાશળ કાઢવાનો ઘાટ ઘડવા લાગી.

એક વખત ધારિણીએ યજ્ઞદત્તને એકાંતમાં કહ્યું કે મારો પુત્ર શિવકુમાર આપણા બંનેનુ દુશ્ચરિત્ર જાણે છે, તેથી તે આપણો વિનાશ કરશે. તેથી લાગ જોઇને તેને મારી નાખવો જોઈએ. આ સાંભળી યજ્ઞદત્ત બોલ્યો કે એ વાત યોગ્ય નથી, કારણ કે શિવકુમાર મારો સ્વામી છે. એના પ્રતાપે આપણે બંને સુખી છીએ. વળી સ્વામી દ્રોહ કરવો મહાપાપ છે.

ધારિણી બોલી કે એમાં પાપ શું ? જો એ જીવતો હશે, તો આપણને સુખે આનંદ કરવા દેશે નહિ. વિષયાંધ યજ્ઞદત્તે, શિવકુમારને મારવાની કબૂલાત આપી. એક વખતે

ધારિણીએ કપટકળા કેળવીને પોતાના પુત્રને કહ્યું કે હે વત્સ! કોઈપણ હથિયાર ધારીનો વિશ્વાસ કરીશ નહિ.

એક વખતે લાગ જોઈને શિવકુમારને ધારિણી કહેવા લાગી કે ગોવાળિયાઓ આપણા ગોકુલની બરાબર રક્ષા કરતા નથી, માટે તમે બંને જણા જઈને ગાયોની બરાબર સંભાળ રાખવાની ગોઠવણ કરો. બંને જણા હાથમાં હથિયાર રાખી જંગલમાં ગયા. બંને જણા એક બીજાનો વિશ્વાસ રાખ્યા વિના, આગળ પાછળ જતા હતા. એક ટેકરા ઉપરથી નીચે ઉતરતાં યજ્ઞદત્તે તલવાર કહાડી, તે શિવકુમાર જાણી ગયો. તેથી ત્યાંથી નાશીને ગોકુલમાં જતો રહ્યો. ત્યાં પહોંચ્યા પછી બંને જણાઓએ ગોવાળિયાઓને શીખામણ આપીને સમજાવ્યા.

રાત્રિ પડતાં બંને જણા ગાયોના વાડામાં શય્યા પાથરીને સૂતા. અંધારામાં શિવકુમારે ઊઠીને પોતાના બદલે તલવાર રાખી ઉપરથી ચાદર ઢાંકીને, પોતે ગાયોના ટોળામાં છાનો માનો બેસી રહ્યો. એટલામાં યજ્ઞદત્તે આસ્તે રહીને તલવાર કહાડીને શિવકુમારની પથારી ઉપર ઘા કર્યો. તે વખતે શિવકુમારે ગાયોના ટોળામાંથી છાનોમાનો આવી ઘા કરીને યજ્ઞદત્તને મારી નાખ્યો. અને શિવકુમાર તથા ગોવાળિયાઓ ચોર! ચોર! કરીને બૂમો પાડી કહેવા લાગ્યા કે યજ્ઞદત્તને ચોરોએ મારી નાખ્યો.

શિવકુમારને એકલો ઘેર આવેલો જાણી માતાએ પૂછ્યુ કે યજ્ઞદત્ત ક્યાં છે? શિવકુમારે કહ્યું કે પાછળ આવે છે. રાતનો ઉજાગરો હોવાથી શિવકુમાર ઉંઘી ગયો. માતાએ

તેની તલવાર ઉપર કીડીઓ ચડતી જોઇ, અને તેથી તલવાર મ્યાનમાંથી કહાડીને જોતાં, લોહીવાળી દેખવાથી વિચાર્યું કે નક્કી યજ્ઞદત્તને શિવકુમારે જ માર્યો લાગે છે.

ધારિણીએ તે જ તલવારથી શિવકુમારને મારી નાખ્યો. ધાવ માતાએ આ દૃશ્ય જોયું. એટલે તેણીએ ધારિણીને સાંબેલાથી મારી. ધારિણીએ મરતાં મરતાં ચીપીયો ધાવ માતાના મર્મસ્થાનમાં માર્યો, તેથી ધાવમાતા પણ મરણ પામી. આવી રીતે નિર્દયપણાથી બધાં અંદરો અંદર મરણ પામ્યાં. તે સર્વ જીવો તે ભવમાં પણ અલ્પાયુષ્યવાલાં થયાં અને આવતા ભવોમાં પણ મહાદુઃખી થશે. **માટે કોઇએ પણ જીવવધ કરવો નહિ.**

# ધનસાર શેઠની કથા

## ૧૦૨

મથુરા નગરીમાં ધનસાર શેઠ રહેતો હતો. તેની પાસે છાસઠ કરોડ દ્રવ્ય હોવા છતાં, પણ તે મહાકંજુસ હતો. એક દમડી પણ તે સારા માર્ગે ખર્ચે કરતો નહિ. દરવાજા આગળ કોઈ માગવા આવે, તો તેના ઉપર ક્રોધ કરતો હતો. પોતાના ઘરમાં પણ કોઈના દેખતાં સારી રસોઈ તે જમતો ન હતો. તે નગરમાં પણ કોઈ માણસ જમ્યા વિના ધનસાર શેઠનુ નામ લેતું નહિ.

પોતાના ધનમાંનો ત્રીજો ભાગ—બાવીશ ક્રોડ દ્રવ્ય—તો તેને જમીનમાં દાટી રાખેલું હતું, તે એક દિવસ ઉઘાડી જોતાં કોલસા થઇ ગએલા દીઠા. આ જોઈ શેઠ બેભાન થઈ ગયો. થોડા વખત પછી ભાનમાં આવ્યો. એટલામાં વળી કોઈ કે આવીને કહ્યુ કે શેઠજી! આપના બાવીસ કરોડ મૂલ્યના માલથી ભરેલાં વહાણ સમુદ્રમાં ડૂબી ગયા છે. વળી ત્રીજાએ આવીને કહ્યું કે આપણાં માલના ભરેલાં ગાડાંઓ અમુક સ્થળે ચોરોએ લૂંટી લીધાં છે. આ પ્રમાણે દ્રવ્યનો નાશ એકી વખત થઇ જવાથી શેઠ મૂઢ જેવો થઈ ગયો. રાત અને

દિવસ બહાવરો થઇ ફરવા લાગ્યો. લોકો તેની મશ્કરી કરવા લાગ્યા.

એક વખત ધનસાર દસ લાખ વાસણો વહાણોમાં ભરીને વહાણમાં બેસી દેશાવર ઉપડયો. ત્યાં પણ કર્મ-સંજોગે સમુદ્રમાં ગાજ, વીજ સાથે ભયંકર વરસાદ થયો. તોફાનમાં વહાણો ભાંગી ગયાં. એક વહાણનું પાટીયું હાથમાં આવવાથી, તેની મદદથી કાંઠે આવ્યો. ત્યાંથી રખડતો રખડતો ઘેર આવી પહોંચ્યો. મનમાં વિચારવા લાગ્યો કે હું લક્ષ્મી પામ્યો, તો પણ સુપાત્રે દાન દીધુ નહિ; દેતાને દેવા દીધું નહિ, અને પરોપકારાદિ કોઇ કાર્યો કર્યાં નહિ. શાસ્ત્રમાં કહ્યું પણ છે કે **લક્ષ્મીની ત્રણ ગતિ હોય છે. દાન, ભોગ અને નાશ.** મારી લક્ષ્મીની તો માત્ર ત્રીજી ગતિ થઇ એટલે નાશ જ પામી.

એક વખત ઉદ્યાનમાં કેવળી ભગવાન સમવસર્યા. શેઠે તેઓશ્રીને વંદન કરીને ધર્મદેશના સાંભળી. પછીથી પૂછયું કે:–“હે ભગવન્! હું કયા કર્મના ઉદયથી મહાકંજુસ થયો? તથા મારી બધી લક્ષ્મી જતી રહી તેનુ શું કારણ?” કેવળી ભગવાન કહેવા લાગ્યા કે હે શેઠ! તારો પૂર્વભવ સાંભળ:

ધાતકીખંડના ભરતક્ષેત્રમાં એક ગામમાં બે ભાઇઓ રહેતા હતા. બંને મહા ઋદ્ધિવાળા હતા. તેમાં મોટો ભાઇ સરલ, ઉદાર અને ગંભીર હતો. નાનો ભાઇ રૌદ્ર પરિણામ-વાળો અને કંજુસ હતો. તે મોટા ભાઇને પણ દાનાદિક સુકૃત્યો કરતાં વારતો હતો. તો પણ મોટોભાઈ દાન આપ્યા કરતો હતો.

એમ કરતાં મોટા ભાઈની લક્ષ્મી દિવસે દિવસે વધવા લાગી. નાનો ભાઇ તો એક પાઈ પણ દાન કરતો નહિ, તેથી તેની લક્ષ્મી ખૂટવા લાગી. પછી નાનો ભાઇ ધન મેળવવા માટે મોટા ભાઈ સાથે કજીયો કરવા લાગ્યો. કજીયાથી કંટાળી મોટા ભાઈએ ગુરુની દેશના સાંભળી ગુરુ પાસે દીક્ષા લીધી. કાળધર્મ પામી પહેલા દેવલોકે દેવતા થયો. નાનો ભાઇ કૃપણ હોવાથી લોકોથી નિંદાતો તાપસ થઈ, અજ્ઞાન તપ કરી અસુરકુમાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

ત્યાંથી ચ્યવીને અહીં તું ધનસાર નામે શેઠ થયો. અને હું મોટોભાઈ દેવલોકથી ચ્યવીને તામ્રલિપ્તી નગરીમાં એક વ્યાપારીને ઘેર પુત્રપણે ઉત્પન્ન થયો. અનુક્રમે યૌવન વય પામી, દીક્ષા લઈ કર્મક્ષય કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને, હું અહીં આવ્યો છું. ધનસાર કેવળી ભગવાનને પોતાના ગયા ભવના ભાઈ જાણીને ખૂબ આનંદિત થયો.

ગુરુએ કહ્યું કે તેં ગયા ભવમાં દાન દીધુ નહિ, તેથી તું કંજુસ થયો. અને મને દાન દેતાં વારતો હતો, તેથી તારૂ ધન નાશ પામ્યુ. આ વૃત્તાત સાંભળીને ધનસારે એવો નિયમ લીધો કે, હવેથી હું જેટલુ ધન ઉપાર્જન કરૂ તેનો ચોથો ભાગ ધર્મકાર્યમાં વાપરૂ. એવો નિયમ આ જીંદગીના અંત પર્યંત લઉં છું. વળી મારે પારકા દોષ પ્રગટ ન કરવા, એમ કહી શ્રાવક ધર્મ અંગીકાર કર્યો, અને પાછલા ભવનો પોતાનો અપરાધ કેવલી ભગવાનની સાખે ખમાવ્યો.

ધનસાર એક દિવસ સૂના ઘરમા પોસહ કરીને કાઉસગ્ગ ધ્યાનમાં ઊભો હતો. તે વખતે કોઈક વ્યંતર દેવ કોપ

કરીને સર્પનુ રૂપ કરીને શેઠને કરડયો. શેઠ એક દિવસ પર્યન્ત ધ્યાનસ્થ રહ્યા, ત્યાં સુધી વ્યંતરેદેવે ઘણા ઉપસર્ગો કર્યા; તો પણ શેઠ પોસહમાં જરા પણ ડગ્યા નહિ.

શેઠની આવી સ્થિરતા જોઈને વ્યંતર સંતુષ્ટ થઈને બોલ્યો કે 'જે માગવું હોય તે માગો.' તો પણ શેઠે કાંઈ માંગ્યુ નહિ. પછી વ્યંતરે કહ્યું કે તમે ફરીથી મથુરા નગરીએ જાઓ, ત્યાં તમે જમીનમાં દાટેલા જે બાવીશ કરોડ સોનૈયા જે કોલસા થઈ ગએલા છે, તે હવે પુણ્યના યોગે સોનૈયા થઇ જશે.

આ સાંભળીને શેઠ પાછા મથુરામાં આવ્યા. નિધાન ઉઘાડી જોયુ તો પહેલા જે કોલસા દેખાતા હતા, તેના બદલે સોનૈયા દેખાયા. તેમજ જલમાર્ગે જે વહાણો પાણીની તાણથી ક્યાંક ખરાબે ચડેલાં હતાં, તે પણ ફરી પાછાં કુશલક્ષેમ આવી પહોચ્યાં. આવી રીતે પુણ્ય યોગે ફરી પાછું ચુંમાલીસ કરોડ દ્રવ્ય એકઠુ થયુ. તેમાંથી દાન દેવા લાગ્યો અને સુખેથી તે ધનનો ઉપભોગ કરવા લાગ્યો. ઘણાં જિનમંદિરો બધાવ્યાં. સાતે ક્ષેત્રોમાં સારી રીતે ધન વાપરીને, અંત સમયે પુત્રને ઘરનો ભાર સોંપી, અનશન કરી અરુણાભ વિમાનમા પહેલા દેવલોકે ઉત્પન્ન થયો. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમા મનુષ્યપણું પામીને મોક્ષે જશે.

## રાજદેવ અને ભોજદેવની કથા

### ૧૦૩

અયોધ્યા નગરીમાં સૌમ્ય પ્રકૃતિવાળો સોમચંદ્ર નામનો રાજા હતો. તે નગરમાં દેવપાલ નામનો શેઠ રહેતો હતો. શેઠને દેવકી નામની સ્ત્રી, અને રાજદેવ તથા ભોજદેવ નામના બે પુત્રો હતા. મોટોભાઈ રાજદેવ ગુણવાન અને વિદ્વાન હતો. તેનુ લગ્ન પણ મોટી ધામધૂમથી કરવામાં આવ્યુ. તે જે જે વસ્તુઓનો વ્યાપાર કરતો, તેમાં તેને હમેશા લાભ જ મળતો હતો. વળી તે રાજાને પણ વહાલો હતો.

નાનો ભાઈ ભોજદેવ નાનપણથી જ દુર્ભાગી હતો. તે જ્યારે મોટો થયો, ત્યારે દેવપાલ શેઠે ઘણી કન્યાઓની માગણી કરવા છતાં, કોઈએ પણ તેને પોતાની કન્યા પરણાવી નહિ. પછી શેઠે કોઇ ગરીબ માણસને પાંચસો સોનામહોરો આપીને કન્યા પરણાવવાનુ નક્કી કર્યું. દીકરીના બાપે પૈસાના લોભથી કન્યા પરણાવવાની કબૂલાત આપી. પરંતુ કન્યા તેના પિતાને કહેવા લાગી કે હું અગ્નિમાં બળી મરવા તૈયાર છું, પણ એ દુર્ભાગીને પરણવા તૈયાર નથી.

પછી ભોજદેવ ધન ખર્ચીને વેશ્યાને ત્યાં જવા લાગ્યો.

ત્યાં વેશ્યા પણ મનમાં એમ વિચારવા લાગી કે આ અહીંથી જલદી જાય તો સારું. વળી તે જે વ્યાપાર કરતો તેમાં પણ ઘરના નાણા ગુમાવીને જ આવતો બંને સગા ભાઈ હોવા છતાં બંનેના ભાગ્ય એક બીજાથી વિપરીત હતા.

એક વખત કોઈ જ્ઞાની ગુરુ ઉદ્યાનમાં આવ્યા. દેવપાલ શેઠ બંને પુત્રોને સાથે લઈને વંદન કરવા ગયા. ગુરુનો ધર્મોપદેશ સાંભળ્યા પછી શેઠે ગુરુને પૂછ્યું કે હે ભગવાન્! મારા બે પુત્રમાં એક ભાગ્યશાળી છે, અને બીજો મહા દુર્ભાગી છે, તેનુ શું કારણ હશે?

ગુરુ બોલ્યા કે હે દેવપાલ! સર્વ જીવો સંસારમાં પોતપોતાના કરેલાં શુભાશુભ કર્મોને ભોગવે છે. તારા બંને પુત્રોનો વૃત્તાંત સાંભળઃ

આ જ નગરમાં, આ ભવથી ત્રીજા ભવે ગુણધર અને માનધર નામના બે વાણીયાઓ રહેતા હતા. તેમાં ગુણધર વિનયી અને શાંત ચિત્તવાલો હતો, બીજો માનધર અભિમાની અને ઉત્તમ પુરુષોની નિંદા કરનારો હતો.

એક વખતે કોઈ સાધુએ ચોમાસામાં એક મહિનાના ઉપવાસ કર્યા, તેમની તપસ્યાના બલથી દેવો પણ તેમની સેવા કરવા લાગ્યા. આ દેખીને માનધર તેમની નિંદા કરવા લાગ્યો. એક દેવે તેને નિંદા કરતાં વાર્યો, તો પણ તે નિંદા કરતાં અટક્યો નહિ. તેથી દેવતાને ક્રોધ આવવાથી તેને મારી નાખ્યો. મરણ પામીને તે પહેલી નરકે ગયો. નરકથી નીકળીને તે, તમારે ત્યાં ભોજદેવ તરીકે ઉત્પન્ન થયો છે.

મોટો ગુણધર મરીને દેવતા થયો. ત્યાંથી ચ્યવીને તારે ત્યાં રાજદેવ તરીકે ઉત્પન્ન થયો છે. **રાજદેવ ગુણજ્ઞ હોવાથી સૌભાગી થયો, અને ભોજદેવ નિંદક હોવાથી દુર્ભાગી થયો છે.** ગુરુની વાણી સાંભળી બંને ભાઈને જાતિસ્મરણ જ્ઞાન થયું. પછી શેઠ તથા બંને પુત્રોએ શ્રાવક ધર્મ અંગીકાર કર્યો. અનુક્રમે બંને પુત્રોએ દીક્ષા લીધી. ચારિત્ર પાળી બંને દેવલોકમાં ગયા, ત્યાંથી ચવીને ત્રીજા ભવે મોક્ષે જશે. આ કથાનો સાર એ છે કે **દરેક માણસે ગુણજ્ઞ થવું; પણ કોઈના નિંદક થવું નહિ.**

# સુબુદ્ધિ અને દુર્બુદ્ધિની કથા

## ૧૦૪

ક્ષિતિપ્રતિષ્ઠિત નામના નગરમાં ચંદ્રયશા નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને મતિસાગર નામનો પ્રધાન હતો. તે પ્રધાનને સુબુદ્ધિ નામનો પુત્ર હતો, તે સર્વ ગુણ-સંપન્ન અને કલાવાન હતો. વળી તે પ્રધાનને બીજો એક પુત્ર થયો, તે ભણવા યોગ્ય થયો, ત્યારે નીશાળે ભણવા મૂક્યો. પંડિતે તેને ભણાવવા માટે ચાર મહિના સુધી પ્રયત્ન કર્યો, તો પણ તે કાંઇ ભણ્યો નહિ. લોકોમાં તે પુત્ર દુર્બુદ્ધિના નામથી પ્રસિદ્ધ થયો.

તે જ નગરમાં એક ધન્ના નામનો વ્યાપારી હતો. તેને જાવડ, બાહડ, ભાવડ અને સાવડ નામના ચાર પુત્રો હતા. યોગ્ય ઉંમરે તે ચારેને પરણાવ્યા. એક વખત ધન્નો રોગથી પીડાવા લાગ્યો, તે વખતે તેણે પોતાના ચારે પુત્રોને બોલા-વીને શીખામણ આપી કે હે પુત્રો! તમે ચારે જણા એક બીજા પર સ્નેહ રાખીને એકઠા રહેજો, પરંતુ સ્ત્રીઓનાં વચનોથી જૂદા થશો નહિ.

જૂદા થવાથી લોકોમાં અપકીર્ત્તિ થશે, છતાં કોઈ પણ

કારણથી જૂદા થાઓ તો, તમે ચારેના માટે જૂદા જૂદા ચાર નિધાન, આપણા ઘરના ચારે ખૂણામાં ચારેના નામના મૂકયા છે, તે પ્રમાણે લે જો. પુત્રો બોલ્યા કે આપ જેમ કહો છો, તેમ જ અમે કરીશું.

શેઠ શાંતિથી મરણ પામ્યો. તેમની મરણક્રિયા કરીને ચારે ભાઇઓ સ્નેહ પૂર્વક એકઠા રહેવા લાગ્યા. અનુક્રમે ચારે ભાઇઓને સંતાનોની પ્રાપ્તિ થઇ. સ્ત્રીઓના હમેશાના કજીયાઓથી કંટાળીને, ચારે ભાઇઓએ સાથે મળીને ચારે નિધાન કહાડયા. તેમાં મોટા ભાઈના નિધાનમાથી વાળ નીકળ્યા. બીજાના નિધાનમાંથી માટી નીકળી; ત્રીજાના નિધાનમાંથી ચોપડા તથા કાગળીયા નીકળ્યા, અને ચોથાના નિધાનમાંથી સોનુ તથા રત્ન નીકળ્યા.

નિધાનોમાંથી આ પ્રમાણે વસ્તુઓ નીકળવાથી, નાનો ભાઈ બહુ જ આનંદ પામ્યો અને ત્રણે મોટાભાઇઓ ઝંખવાણા પડી કહેવા લાગ્યા કે પિતાજીએ આપણા ઉપર વૈરબુદ્ધિ રાખીને; નાનો પુત્ર તેમને વહાલો હતો માટે તેને જ બધી લક્ષ્મી આપી દીધી. પરંતુ આપણે ચારે ભાઈઓ મળીને તે લક્ષ્મી સરખા ભાગે વહેંચી લઈશું. તે વખતે નાનો ભાઈ કહેવા લાગ્યો કે મને પિતાજીએ જે નિધાન આપેલું છે, તેમાથી હુ કાંઈ પણ કોઈને આપીશ નહિ. આ પ્રમાણે કોઈનુ પણ વચન તેઓ માનતા નહિ; અને અંદરો અંદર કલહ કરવા લાગ્યા.

પછી ત્રણ મોટા ભાઇઓએ જઇ રાજાના પ્રધાન આગળ આ વાત કહી. પરંતુ પ્રધાન પણ તેમને ન્યાય નહિ આપી

શકવાથી, ત્રણે જણ અફસોસ કરવા લાગ્યા. એવામા પ્રધાનનો મોટો પુત્ર સુબુદ્ધિ ત્યાં આવ્યો. તેની આગળ આ ચારે નિધાનોનો સંબંધ કહી સંભળાવવામાં આવ્યો. સુબુદ્ધિએ કહ્યું કે રાજાજીનો હુકમ હોય તો હું તમારો ઝવડો પતાવી આપું.

રાજાએ આજ્ઞા આપી. સુબુદ્ધિએ ચારે પુત્રોને એકાંતમાં બોલાવીને કહ્યું કે તમારો પિતા ઘણો જ બુદ્ધિશાળી હતો. તેણે ચારે ભાઈને લાખ લાખ દ્રવ્ય આપેલુ છે. મોટાભાઈના નિધાનમાં વાળ રાખ્યા છે, તેથી ઘોડા, ગાય, ભેંશ, ઊંટ વગેરે ચાર પગાં રૂપ જે દ્રવ્ય છે, તે મોટાભાઈને આપેલુ છે. બીજાના નિધાનમાં માટી છે, તેથી તેને ખેતર, જમીન વગેરે રૂપ જે ધન છે, તે તેને આપેલુ છે. ત્રીજાના નિધાનમાં કાગળ અને ચોપડા છે, તેથી વ્યાજે આપેલું નાણું તથા ચોપડે જે લેણું છે, તે રૂપ જે ધન, તે તેને આપેલું છે. નાનાભાઈને સોનું તથા રત્ન જે ઘરમાં છે, તે રૂપ ધન, તે તેને આપેલું છે.

આ સાંભળી ચારે જણાએ મળીને હિસાબ તપાસી જોયો, તો તે ચારેને સરખા ભાગે લાખ લાખ દ્રવ્યની વહેંચણી કરી આપેલી જણાઇ. પછી ચારે જણા રાજા પાસે ગયા અને કહ્યું કે હે સ્વામી! સુબુદ્ધિએ અમારા ઝઘડાનો નિવેડો બરાબર કરી આપ્યો છે. આ સાંભળી રાજા ખુશી થયો. સુબુદ્ધિની લોકોમાં બહુ જ કીર્ત્તિ ફેલાઇ.

એવામાં કોઇક જ્ઞાની ગુરુ મહારાજ તે નગરના ઉદ્યાનમાં પધાર્યા. તેઓને રાજા, પ્રધાન, પ્રધાનના બંને પુત્રો તથા નગરજનો વંદન કરવા ગયા. વંદન કરીને ધર્મોપદેશ

સાંભળ્યા પછી મતિસાગર પ્રધાને ગુરુ મહારાજને પોતાના બંને પુત્રોની બુદ્ધિના તફાવતનુ કારણ પૂછ્યું.

ગુરુએ કહ્યું કે હે પ્રધાન ! આ જ નગરમાં વિમલ અને અચલ નામના બે વાણીયા રહેતા હતા. બંનેના સ્વભાવ જૂદા હતા. તેમાં વિમલે દીક્ષા લીધી, અને દેવ, ગુરુ, સિદ્ધાંતની ભક્તિ કીધી. શાસ્ત્ર ભણ્યો, બીજા સાધુઓને ભણાવ્યા. આચાર્યપદવી પામ્યો, પછી ઘણા જીવોને ધર્મોપદેશ દઈ, પોતાનુ આયુષ્ય પૂર્ણ કરીને બીજા દેવલોકે દેવતા થયો. બીજો જે અચલ હતો, તે તપસ્વી, જ્ઞાની અને ધર્મી જનોની નિંદા વગેરે કરતો, સર્વની અવજ્ઞા કરતો હતો. તે મરીને બીજી નરકમાં ઉત્પન્ન થયો.

વિમલનો જીવ દેવલોકથી ચ્યવીને, તારો સુબુદ્ધિ નામનો પુત્ર થયો છે. અને અચલનો જીવ નરકથી નીકળીને, પૂર્વભવમાં આચરેલી નિંદા વગેરે પાપોએ કરીને તારો દુર્બુદ્ધિ નામનો પુત્ર થયો છે. તે હજી સંસારમાં ઘણું પરિભ્રમણ કરશે. આ પ્રમાણે પોતાના પૂર્વભવની વાત સાંભળીને સુબુદ્ધિએ શ્રાવક ધર્મ અંગિકાર કર્યો. કેટલાએક દિવસ પછી દીક્ષા પણ લીધી. સિદ્ધાંત વગેરે ભણ્યો. નિરતિચાર ચારિત્ર પાળી, પાંચમા દેવલોકે દેવતા થયો. અનુક્રમે ત્યાંથી ચ્યવીને મનુષ્યજન્મ પામી મોક્ષે જશે.

# આંબા અને લીંબાની કથા

## ૧૦૫

શ્રાવાસ નગરમાં વેસમણ નામનો એક શેઠ રહેતો હતો. તે શેઠને કુશલ નામનો એક પુત્ર હતો, તે બહોંતેર કલાનો જ્ઞાતા હતો. તે શેઠને ત્યાં એક મુગો, દુર્ભાગી અને કદરૂપો તથા મુખરોગવાળો એક નોકર હતો. કુશલ તે નોકર ઊપર સ્નેહ ધરાવતો હતો. વળી કુશલ જિનધર્મનો ઉપાસક હતો.

એક વખત કુશલ જંગલમા ક્રીડા કરવા માટે ગયો. ત્યાં એક વિદ્યાધરને ઉંચો ઉછળી, પાછો નીચે પડતો દેખ્યો. કુશલે તેને પૂછ્યું કે તમે ઉત્તમ પુરુષ હોવા છતાં પાંખ વગરના પંખીની માફક કેમ ઉડો છો અને પડો છો ? તે સાંભળી વિદ્યાધર બોલ્યો કે હું વૈતાઢ્ય પર્વતનો રહેવાસી વિચિત્રગતિ નામનો વિદ્યાધર છું. હમણાં હું શ્રી પર્વતે ગયો હતો, ત્યાંથી પાછા વળતાં મારો મિત્ર વિદ્યાધર મલ્યો, તેને કેટલાક શસ્ત્રના ઘા પડેલા મે જોયા, એટલે મેં પૂછ્યું કે તને આ ઘા શાથી પડ્યા ? તેણે કહ્યું કે મારી સ્ત્રીને એક બીજો વિદ્યાધર લઈ જતો હતો, તેની પછવાડે જઈ યુદ્ધ કરી મારી સ્ત્રીને પાછી લાવી અહીં રહ્યો છું.

યુદ્ધમાં લાગેલા ઘા મેં વ્રણસંરોહણી ઔષધિથી મટાડી દીધા. પછી તે વિદ્યાધર સ્ત્રીને લઈને પોતાના સ્થાનકે ગયો. પરંતુ હે ભાઇ ! હું ધમાધમમાં આકાશગામિની વિદ્યાનું એક પદ ભૂલી ગયો છું, તેથી ઉડું છું અને પડી જાઉં છું. આવી વાત સાંભળીને કુશલે કહ્યું કે તમારી વિદ્યાનુ પહેલું પદ મને યાદ કરીને કહો. તે વિદ્યાનું પહેલુ પદ વિદ્યાધરે કહી સંભળાવ્યુ. તે સાંભળીને કુશલે પદાનુસારિણી વિદ્યાના બળે આકાશગામિની વિદ્યાના બાકીના પદો કહી સંભળાવ્યા. વિદ્યાધર કુશલની આવી શક્તિ જોઈ વિસ્મય પામ્યો અને આનંદિત થયો. પછી વિદ્યાધરે વિચાર્યું કે આ પુરુષ વિદ્યા, બુદ્ધિ, રૂપ અને ગુણે કરીને ઉત્તમ છે, અને પરોપકાર કરવામાં પણ તત્પર છે. આવા પુરુષો વિરલ જ હોય છે. કુશલના માતા પિતાનુ નામ તથા ઠેકાણુ પૂછી વિદ્યાધર પોતાના સ્થાનકે ગયો.

બીજા દિવસે વેસમણ શેઠનુ ઘર પૂછતો વિદ્યાધર આવ્યો. તે વખતે કુશલને દેવપૂજા કરતો દેખીને વિદ્યાધરે પૂછ્યુ કે તું આ શું કરે છે? કુશલે કહ્યું કે શ્રી જિનેશ્વર દેવની પૂજા કરું છું. તે સાંભળી વિદ્યાધરે પણ જિનધર્મનો સ્વીકાર કર્યો, અને કહેવા લાગ્યો કે એક તો આકાશગામિની વિદ્યાનુ પદ મને સંભાળી આપ્યુ અને જિનેશ્વરનો માર્ગ બતાવ્યો. આ બે ઉપકાર મારા ઉપર કરવાથી હું તમારો તાબેદાર છું, પછી તે શેઠને કહેવા લાગ્યો કે મારા પિતાએ એક નિમિત્તિયાને પૂછ્યુ હતું કે મારી પુત્રીનો વર કોણ થશે? તે વખતે તેને કહ્યુ હતું કે તારો પુત્ર વિદ્યા ભૂલી જશે, તેને જે વિદ્યા સંભાળી આપશે તે, તમારી પુત્રીનો વર થશે, તેથી હે શેઠ!

તમારા પુત્રને મારી સાથે વૈતાઢય પર્વતે મોકલો, તો હું તેમને મારી બેન પરણાવું. તે સાંભળી શેઠે પુત્રને વૈતાઢય પર્વતે જવાની રજા આપી. ત્યાં જઇ શુભ લગ્નમાં કુશલે વિદ્યાધર વિચિત્રગતિની બેન સાથે લગ્ન કર્યું.

લગ્ન કર્યા પછી કુશલ, કુશલની સ્ત્રી તથા વિચિત્રગતિ વિદ્યાધર, એ ત્રણે જણા શાશ્વતા ચૈત્યને વદન કરવા માટે ગયા. ત્યાં રહેલા બધાં શાશ્વતા ચૈત્યોને વંદન કરીને ચૈત્યના મંડપમા આવ્યા. ત્યાં ચારણ શ્રમણ મુનિને વંદન કર્યું. મુનિએ વિદ્યાધરને કહ્યુ કે તને ધર્મનો બોધ તારા બનેવીથી થયો છે ને?

તે વખતે ચારણ મુનિને જ્ઞાની જાણીને કુશલે પૂછ્યુ કે હે મહારાજ! કયા શુભકર્મના ઉદયથી મને પદાનુસારિણી એવી નિર્મલ પ્રજ્ઞા પ્રાપ્ત થઈ? વળી મારો નોકર મુખરોગી, મૂર્ખ અને કુરૂપવાળો કયા કર્મથી થયો અને તેના ઊપર મને આટલો બધો સ્નેહ શાથી છે? તે મને કહો.

મુનિ બોલ્યા કે આ ભવથી ત્રીજા ભવે તું અને તારો નોકર, બંને જણા આંબો અને લીંબો નામના કુલપુત્ર હોવાથી મિત્રો હતા. તમે બંનેનો પરસ્પર સ્નેહ હતો. આંબો નિરંતર ગુરુની સેવા કરતો, પુણ્ય, પાપ સંબંધી સવાલો પણ પૂછતો હતો. વળી તેને ગુરુના ઉપદેશથી પાચ વર્ષને પાંચ માસ સુધી જ્ઞાનપંચમીનુ તપ, વિધિપૂર્વક એકાગ્રચિત્તે કર્યું હતું. તે જ્ઞાન અને જ્ઞાનીની ઘણી ભક્તિ કરતો હતો. તે પુણ્યથી આંબાનો જીવ મરીને દેવલોકમા દેવ થયો, ત્યાંથી ચ્યવીને તું વેસમણ શેઠનો પુત્ર થયો છું.

લીંબાનો જીવ તો નાસ્તિકવાદી હોવાથી જીવહિંસા કરવામાં, સારું ખાવા અને સારું પીવામાં, ગમે ત્યાં હરવા

ફરવામાં મશગુલ રહેતો હતો. ભણવાથી શું થાય? ધર્મ કરવાથી શું મલવાનુ હતું? જે ધર્મ કરે તે સુખી કેમ થતા નથી? આવી રીતના વિચારો ધરાવતો તથા લોકોને પણ એવો જ ઉપદેશ આપતો હતો.

બંને જણા મિત્રો હોવા છતાં પણ બંનેના સ્વભાવમાં મોટું અંતર હતું. મણિ અને કાચને એક સાથે બાંધ્યા હોય, તો પણ મણિ તે મણિ કહેવાય છે, અને કાચ તે કાચ જ કહેવાય છે. તેવી જ રીતે બંને મિત્રો હોવા છતાં પણ આંબો ધર્મની સ્થાપના કરતો હતો, અને લીંબો ધર્મની ઉત્થાપના કરતો હતો. ધર્મની ઉત્થાપના કરવાના પાપબંધનથી લીંબો મરીને નરકમાં ઉત્પન્ન થયો. ત્યાંથી નીકળીને તારે ત્યાં નોકર તરીકે મૂગો, મૂર્ખ, દુર્ભાગી અને કદરૂપો ઉત્પન્ન થયો.

વળી હે કુશલ! તેં જ્ઞાનપંચમીનુ તપ કર્યું, ગુરુની તથા જ્ઞાનીની ભક્તિ કરી, તેથી તું ઉત્તમ બુદ્ધિવાળો અને પદાનુસારિણી પ્રજ્ઞાવાળો થયો છું. ગુરુની આ પ્રમાણેની વાણી સાંભળીને કુશલને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ. પોતાના પૂર્વ ભવ દીઠા. તેજ વખતે ગુરુ પાસે શ્રાવકના બાર વ્રત ઉચરી દેશવિરતિ થયો. પોતાની સ્ત્રી સુંદરી સાથે પોતાના ઘેર આવ્યો. વિચિત્રગતિ વિદ્યાધર વૈતાઢ્ય પર્વત પર પોતાના નગરે ગયો.

ઘેર આવ્યા પછી અનુક્રમે પુત્ર પ્રાપ્તિ થઇ. કુશલે અને તેની સ્ત્રીએ પંચમીનુ તપ કર્યું, તપ પૂર્ણ થયે તપનુ ઉજમણું કર્યું. શ્રી સંઘની ભકિત કરી. પછી ઘરનો ભાર પુત્રને સોંપીને કુશલે પોતાના પિતા સહિત દીક્ષા લીધી. શુદ્ધ ચારિત્ર પાળી મોક્ષે ગયો. લીંબાનો જીવ ઘણો સંસાર ભમશે.

# અભયસિંહ અને ધનસિંહની કથા

## ૧૦૬

પૃથ્વીતિલક નામના નગરમાં પૃથ્વીતિલક નામનો રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને ધર્મસિંહ નામનો એક ક્ષત્રિય નોકર હતો, તે જૈનધર્મ પાળતો હતો. તેને અભયસિંહ અને ધનસિંહ નામના બે પુત્રો હતા. તેમાં મોટો અભયસિંહ જે હતો તે બળવાન અને હિંમતવાન હતો, અને નાનો ધનસિંહ બીકણ અને નિર્બળ હતો.

એક વખત ગામની નજીક એક સિંહ આવ્યો. સિંહની બીકથી એ રસ્તે કોઈ જતું આવતું નહિ. તે વાત પ્રધાને રાજાને કહી. રાજાએ દરબારમાં સિંહને મારી લાવવા માટે બીડું ફેરવ્યુ, પણ કોઇએ તે ઝડપ્યુ નહિ. પરન્તુ અભયસિંહે તે બીડું ઝડપ્યું, અને કહ્યું કે હે રાજન્ ! આપની આજ્ઞા હોય તો હું એકલો જ જઈને સિંહનો વધ કરી આવું. જેથી લોકોને સુખ થાય. એમ કહી વનમાં જઇને, સિંહને બોલાવી ભાલાથી તેને મારી નાખ્યો. પછી રાજ-દરબારમાં આવી રાજાને પ્રણામ કરીને ઊભો રહ્યો. રાજાએ તેની બહાદુરીથી ખુશી થઇ મોટો સરપાવ આપ્યો.

વળી એક વખત નજીકના સીમાડાનો કોઇ એક રાજા, રાજા પૃથ્વીતિલકની આજ્ઞાનો અનાદર કરીને વટેમાર્ગુઓને તથા ગામડાંઓને લૂંટવા લાગ્યો. તેનો નિગ્રહ કરવાનું બીડું પણ અભયસિંહે જ ઝડપ્યું. અભયસિંહે લશ્કર લઇને સામંતના ગામ બહાર પડાવ નાખ્યો. રાતના વખતે છૂપાવેશે સામંત રાજાના રાજમહેલનો ગઢ ઓળંગીને અભયસિંહ રાજમહેલમાં પેઠો. ત્યાં સૂતેલા સામંત રાજાને જગાડયો અને કહ્યું કે ઊઠ, ઊઠ, સિંહ આવ્યો છે, તેની સામો આવ. તે સાંભળી સામંત પણ ઊઠીને સામે થયો. બંને જણાએ મલ્લયુદ્ધ કર્યું. અભયસિંહે સામંતને જમીન પર પાડી નાખીને બાંધી લીધો. સામંતની રાણીએ હાથ જોડીને પોતાના પતિની ભિક્ષા માગી સામંતને છોડાવ્યો. સામંત રાજા અહંકાર છોડી દઈને અભયસિંહનો સેવક થયો.

સવાર થયું, ત્યારે અભયસિંહ લશ્કરમાં નહિ જણાયાથી બધા ચિંતા કરવા લાગ્યા. તેટલામાં એક જણે આવીને કહ્યું કે અભયસિંહે સામંતને જીતી લીધો છે અને તમને બધાંને ગામમાં બોલાવ્યા છે. આખું લશ્કર ગામમાં આવ્યું, તેને સામંતે ભોજન કરાવ્યું અને વસ્ત્રો વગેરેનો સરપાવ આપી ખુશી કર્યા.

અભયસિંહ સામંતને પોતાની સાથે તેડી લઇ પૃથ્વી-તિલક નગરે ગયો. ત્યાં જઇને સામંત સહિત પૃથ્વીતિલક રાજાને પ્રણામ કર્યા. રાજા વિચારવા લાગ્યો કે આ મનુષ્ય છે, પણ દૈવી શક્તિ ધરાવે છે. એમ ચિંતવી અભયસિંહને એક દેશ બક્ષીસ આપ્યો. અને સામંતને ભોજન કરાવી

વસ્ત્રની પહેરામણી કરીને વિદાય કર્યો. સામંત પણ રાજાની રજા લઈ પોતાના ગામ પાછો ગયો.

પૃથ્વીતિલક નગરના ઉદ્યાનમાં એક વખત ચાર જ્ઞાન-વાળા શ્રુતસાગર નામના આચાર્ય પધાર્યા. તે સાંભળી રાજા પરિવાર સહિત તેમને વંદન કરવા ગયો. દેશના સાંભળ્યા પછી ધર્મસિંહે પૂછ્યુ કે હે મહારાજ ! આ મારા અભય-સિંહ પુત્રે એવું તે શું પુણ્ય કીધું છે કે જેનાથી એ મોટો સાહસિક થયો છે? અને નાના પુત્ર ધનસિંહે એવું તે શું કર્મ કીધુ છે કે જેથી તે મહા બીકણ થયો છે?

ગુરુએ કહ્યું કે આજ નગરમાં એક પૂરણ અને બીજો ધરણ, એ નામના બે ભરવાડ હતા. તેમા જે પૂરણ હતો તે ઘણો દયાળુ અને ધર્માત્મા હતો. તે સર્વ જીવોની રક્ષા કરતો અને કોઈને પણ ત્રાસ આપતો નહિ. બીજો જે ધરણ હતો તે તો કૂકડા, સૂડા, તેતર, હરણીયાં વગેરે જીવોને પકડીને બાંધી રાખે, ત્રાસ આપે, કોઈનુ કહ્યુ માને નહિ. તેથી તેને પૂરણે ઘરથી જૂદો કાઢી મૂક્યો. જીવરક્ષાના પુણ્યે કરીને, પૂરણનો જીવ તે તારો અભયસિંહ નામનો શૂરવીર અને ભાગ્યવંત પુત્ર થયો છે. અને ધરણનો જીવ ઘણા જીવોને દુભાવતો હતો તે મરીને, તારો ધનસિંહ નામનો બીકણ નાનો પુત્ર થયો છે. આ પ્રમાણે પોતાનો પૂર્વભવ સાંભળીને બધાએ શ્રાવક ધર્મ અંગિકાર કર્યો. ધર્મારાધન કરીને પિતા તથા બન્ને પુત્રો, ત્રણે જણ મરણ પામીને દેવલોકમાં ઉત્પન્ન થયા.

# નાપિતની કથા

## ૧૦૭

રાજપુર નગરમાં એક વિદ્યાવાન નાપિત રહેતો હતો. તે વિદ્યાના બલથી આકાશની અંદર છરો અદ્ધર રાખતો હતો. પરંતુ તે વાત કોઈ માનતું નહિ. નાપિતનો આવો પ્રભાવ દેખીને એક ત્રિદંડી બ્રાહ્મણ તે વિદ્યા લેવાની ઈચ્છાથી નાપિતનો ખોટો વિનય બહારથી કરતો હતો. 'अमेध्यादपिकांचनं' અર્થાત્ અપવિત્રતામાંથી પણ સોનું લેવું.' એ વાક્યનુ ચિંતવન કરીને હમેશાં તેની ભક્તિ કરતો હતો. તેની ભક્તિથી પ્રસન્ન થઈને નાપિતે તે બ્રાહ્મણુને વિધિપૂર્વક તે વિદ્યા આપી.

ત્રિદંડી બ્રાહ્મણે પણ તે વિદ્યાની વિધિપૂર્વક આરાધના કરીને, વિદ્યા સાધ્ય કરી લીધી. પછી પોતાનો જે ત્રિદંડ હતો, તેને આકાશમાં અદ્ધર રાખીને લોકોને કૌતુક દેખાડવા લાગ્યો. લોકો પણ તેની ભકિત કરી પ્રશંસા કરવા લાગ્યા. એક વખત લોકોએ પૂછ્યુ કે 'હે સ્વામી! આ વિદ્યા તમે કયા ગુરુની પાસે શીખ્યા છો ?'

તે વખતે તે બ્રાહ્મણે શરમથી નાપિતનું નામ દીધું નહિ, અને તેના બદલે હિમવંત વાસી વિદ્યાધર મારો ગુરુ

છે. એ પ્રમાણે ગુરુનુ નામ ખોટું દેવાથી, તે બ્રાહ્મણનો ત્રિ-દંડ જે આકાશમાં અદ્ધર રહેલો હતો, તે સડસડાટ કરતો આકાશથી નીચે આવીને પડ્યો. તે વખતે લોકોમાં તેની મશ્કરી થઇ અને જેટલુ માન વધ્યુ હતું, તેનાથી બમણી તેની નિંદા થઈ. જે લોકો તેની પૂજા કરતા હતા તેઓએ પણ તેની ભક્તિ કરવી મૂકી દીધી.

આ રીતે જે પુરુષ વિનય વિના વિદ્યા શીખે, ગુરુનું નામ છૂપાવે; ગુરુનો અવિનય કરે, તેની વિદ્યા નિષ્ફલ થાય છે. તેમ જ બીજા ભવમાં તેને વિદ્યા જલદી પ્રાપ્ત થતી નથી.

# શ્રેણિક રાજાની કથા

## ૧૦૮

રાજગૃહી નગરીમાં શ્રેણિક નામનો રાજા રાજ્ય કરતો હતો, તેને ચેલણા નામની પટરાણી હતી. રાણીને એક વખતે એક જ થાંભલાવાળા મહેલમાં રહેવાનો દોહદ ઉત્પન્ન થયો. તે વાત શ્રેણિકે અભયકુમારને કહી. અભયકુમારે દેવની આરાધના કરી. દેવતા પ્રત્યક્ષ થયો. તેની પાસે એક થાંભલાવાળો મહેલ કરાવ્યો. તે મહેલની ચારે બાજુ ફરતાં ચાર વન કરાવ્યાં. તે ચારે વનમાં સર્વ ઋતુના ફલ તથા ફૂલ નિરંતર તૈયાર થતાં હતાં. આ પ્રમાણે તૈયાર કરાવેલા મહેલમાં રાણીને રાખીને તેણીનો દોહદ સંપૂર્ણ કરવામાં આવ્યો.

હવે તેજ નગરમાં એક માતંગની સ્ત્રીને અકાળે કેરી ખાવાનો દોહદ ઉત્પન્ન થયો. તે માતંગે અવનમન નામની વિદ્યાના બળથી રાજાના વનમા આવેલ સર્વ ઋતુમાં કેરી દેવાવાળા આંબાની ડાળ નમાવીને, તેનાં ફલ લઇને પોતાની સ્ત્રીનો દોહદ પૂર્ણ કર્યો. રાજાએ અભયકુમારને કહ્યુ કે આપણી વાડીમાથી આંબાની કેરીઓ કોણે ચોરી લીધી છે, તે ચોરને શોધી કહાડવો જોઇએ.

અભયકુમારે કુંવારી કન્યાની કથા કહીને, પોતાની બુદ્ધિના બળથી તે માતંગને ચોર તરીકે પકડી પાડ્યો. રાજાએ તે માતંગને પૂછ્યુ કે ગઢની અંદરની મારી વાડી-માંથી આંબાની કેરીઓ તેં કેવી રીતે લીધી? તે વખતે માતંગે કહ્યું કે મારી વિદ્યાના બલથી કેરીઓ મેં લીધી હતી.

શ્રેણિકે કહ્યું કે જો તે વિદ્યા તું મને આપે, તો હું તને આ ગુન્હાની માફી આપુ. માતંગે તે માગણી કબુલ રાખી. તે વખતે રાજાએ પોતે સિંહાસન ઉપર બેઠાં બેઠાં વિદ્યા શીખવા માંડી. માતંગે ઘણી વખત વિદ્યા શીખવવા માંડી, પણ રાજાને તે આવડતી નહીં. તે વખતે અભયકુમારે કહ્યું કે 'હે મહારાજ! **વિનય વિના વિદ્યા આવડે જ નહીં.**' તે સાંભળી રાજાએ પોતે સિંહાસનથી નીચે ઉતરી માતંગને સિંહાસન ઉપર બેસાડ્યો. પોતે માતંગની આગળ બે હાથ જોડી વિદ્યા શીખવા બેઠો, તેથી ચંડાલે એક જ વાર વિદ્યા કહી કે તરત જ રાજાને તે વિદ્યા આવડી ગઇ.

એ રીતે વિનય કરીને વિદ્યા લેવાથી વિદ્યા આવડી ગઈ વિનય વિના વિદ્યા નહિ, એ કહેવત આ કથા સાચી પાડે છે.

# સુધન અને મદનની કથા

## ૧૦૯

દક્ષિણ દેશમાં આવેલી દક્ષિણ મથુરા નગરીમાં ધનદત્ત નામનો શેઠ રહેતો હતો. તે કોટિ દ્રવ્યનો માલિક હતો. તેને સુધન નામનો પુત્ર હતો. તે શેઠને સ્થલમાર્ગે માલ લઈ જવા લાવવા માટે પાંચસો ગાડાં હતા. વળી સમુદ્ર માર્ગે માલ લઇ જવા લાવવા માટે કેટલાક વહાણો પણ હતા. વળી કેટલુંક ધન શેઠે વ્યાજે પણ આપેલું હતું, અને કેટલુક ધન ભંડારમાં ભરી રાખેલુ હતું.

તે વખતે ઉત્તર મથુરામાં સમુદ્રદત્ત નામનો એક વ્યાપારી હતો, તેને અને ધનદત્ત શેઠને બહુ જ પ્રીતિ હતી. બંને જણા એકબીજાનો માલ લેવા વેચવા માટે મોકલતા હતા. એમ કરતાં એક વખત ધનદત્ત શેઠ દાહજ્વરની પીડાથી ઓચિંતો મરણ પામ્યો. સગાવહાલાઓએ તેની ગાદીએ સુધનને સ્થાપ્યો. હવે સુધન ઘરની તથા વ્યાપારની દેખરેખ રાખવા લાગ્યો.

સુધન એક વખત સોનાના બાજોઠ ઊપર સ્નાન કરવા બેઠો. તેની આગળ સોનાની કુંડી પાણીથી ભરીને સેવકોએ

ચોટી ગયો. થાળો આખો થયો, તે જોઇને શેઠના આખા કુટુંબને કૌતુક થયુ. સાધુએ ચાલવા માંડયું. શેઠે તેમને વંદન કરીને પૂછ્યુ કે 'મહારાજ! આ શી બાબત છે?' સાધુએ કહ્યું કે 'તું અસત્ય બોલે છે, તેથી હું તને શું કહું?' શેઠે કહ્યું કે 'ખરી વાત એજ છે કે આ ઋદ્ધિ મારા ઘેર આઠ વર્ષથી આવેલી છે.'

સાધુએ કહ્યું કે 'આ સર્વે ઋદ્ધિ મારા દાદાના વખતની છે. મારા પિતા મરણ પામ્યા પછી, મારા દુર્ભાગ્યથી એ મારી નજરે ગઇ, તેથી મેં વૈરાગ્ય પામી દીક્ષા લીધી. મને અવધિજ્ઞાન ઉત્પન્ન થએલું છે, તેથી હું અહીં આવેલો છું.' શેઠે કહ્યું કે 'એ લક્ષ્મી આપનીજ છે, હવે એ લો અને સુખ ભોગવો.' સાધુએ કહ્યું કે 'મારી નજરેજ એ જતી રહી, માટે હવે હું એને શી રીતે ભોગવું?' શેઠે પૂછ્યુ કે 'હે ભગવન્! તમારા હાથથી આ ઋદ્ધિ ગઈ અને મારા ઘેર શા કારણથી આવી?'

સુધન મુનિએ કહ્યું કે પહેલાં શ્રીપુર નગરમાં જિનદત્ત નામનો શેઠ રહેતો હતો. તેને પદ્માકર અને ગુણાકર નામના બે પુત્રો હતા. શેઠે મરતી વખતે પોતાનું ધન અમુક ઠેકાણે છે એમ કહ્યુ. પછી મોટાભાઈએ રાત્રિએ છાનામાના એ ધન કહાડી લીધું. પછી નાનાભાઈને કહ્યું કે ચાલો ધન કહાડીને આપણે બંને જણા વ્હેંચી લઈએ. પછી જમીન ખોદતાં ધન નહિ દેખવાથી નાનાભાઈને મૂર્છા આવી ગઈ. ભાનમાં આવ્યા પછી મોટાભાઇએ નાનાભાઇને ઉપરથી કહ્યું કે એ ધન તું કહાડી ગયો છું. એ રીતે મોટાભાઈ વિશ્વા-

મૂકી. સુધન સ્નાન કરી રહ્યો કે તરતજ સોનાની કૂંડી આકાશમાર્ગે ચાલી ગઇ. સ્નાન કરી પાટ ઉપરથી નીચે ઉતર્યો, એટલે સોનાનો બાજોઠ પણ આકાશમાર્ગે ચાલ્યો ગયો. વળી દેવપૂજા કરવા માટે દેરાસરમાં ગયો, ત્યાં દેવપૂજા કરી લીધી, કે તરતજ દેરાસર, મૂર્તિ, કલશ વગેરે પૂજાનાં ઉપકરણો ધોતીયાં વગેરે પૂજાના વસ્ત્રો, આકાશમાર્ગે ચાલ્યા ગયા.

પછી ઘેર આવી જમવા બેઠો, તેની આગળ સોનાના થાળામાં ભોજન પીરસ્યુ, તથા સોનાના બત્રીસ વાટકાઓમાં દાલ, કઢી, શાક પ્રમુખ ભરી મૂકયાં. જમી રહ્યા પછી આ બધુ પણ આકાશમાર્ગે ચાલ્યુ ગયુ. જે વખતે થાળો આકાશમાં જવા માટે હાલવા લાગ્યો, તે વખતે સુધને તેને હાલતો પકડી રાખ્યો, તેનો એટલો ટુકડો તેના હાથમાં રહી ગયો, અને બાકીનો થાળો આકાશમાર્ગે ચાલ્યો ગયો. આ પ્રમાણે સઘળી ઋદ્ધિ જોતજોતામાં જતી રહી. **કર્મની આગળ કોઈનું જોર ચાલતું નથી.**

એવામાં એક લેણદારે આવી પોતાનુ એક લાખ દ્રવ્ય લેણું હતું, તે માગ્યુ. તે વખતે નિધાન ખોલી જોયુ, તો બધુ ધન રાખ થઇ ગએલું જોયુ. તેથી વધારે દુઃખી થયો. પછી માતાની આજ્ઞા લઈ સોનાના થાળાનો ટુકડો સાથે રાખીને દેશાવર ચાલ્યો. રસ્તામા પડેલાં દુઃખથી કંટાળીને એક પર્વત ઉપર ચડી, ત્યાંથી ઝંપાપાત કરી મરવા તૈયાર થયો. તેને ઝંપાપાત કરતો એક સાધુએ જોયો. તેણે જ્ઞાનથી તેનુ નામ જાણીને બોલાવ્યો કે ‘ હે સુધનશાહ ! તમે સાહસ કરશો નહિ. કેમકે પર્વત ઉપરથી ઝંપાપાત કરવાથી

મરીને વ્યંતર થશો' તે સાંભળી, સુધન પણ તે જ્ઞાની સાધુ પાસે આવ્યો. સાધુને વંદન કર્યું.

સાધુએ કહ્યું કે કીધેલાં કર્મ ભોગવ્યા વિના કોઇનો છૂટકો થતો નથી. માટે હે સુધન! જે લક્ષ્મીના દુઃખે તું મરવા તૈયાર થયો છું, તે લક્ષ્મી અસાર છે, ચપલ છે, મલીન છે, વીજળીના ઝબકારા જેવી છે. આવી લક્ષ્મીના માટે હીરા જેવા મનુષ્ય ભવને કોણ ફોગટ ગુમાવે. આ પ્રમાણેનો ઉપદેશ સાંભળી, વૈરાગ્ય ઉત્પન્ન થવાથી સુધને દીક્ષા લીધી. દીક્ષા લઇ શાસ્ત્ર ભણી ગીતાર્થ થયો. વળી તેને અવધિજ્ઞાન પ્રાપ્ત થયુ. આવા જ્ઞાની સુધન મુનિ વિહાર કરતા કરતા ઉત્તર મથુરામાં પહોંચ્યા. ત્યાં સમુદ્રદત્ત શેઠને ઘેર વહોરવા ગયા.

સમુદ્રદત્ત શેઠના ઘેર પોતાનો સોનાનો બાજોઠ, કૂંડી, થાળો, વાટકા, વાટકીઓ, દેરાસર, પ્રતિમા વગેરે ઓળખી લીધાં. વળી કાનેથી તૂટેલા સોનાના થાળમાં સમુદ્રદત્તને જમવા બેઠેલા જોયા. સુધન મુનિને પોતાના ઘરમાં આમ તેમ ફરતા જોઈ શેઠે પૂછયુ કે 'મહારાજ! શું જુઓ છો?' તે વખતે મુનિએ પૂછયુ કે 'હે શેઠ! આ બાજોઠ, કૂંડી વગેરે તમે કરાવેલાં છે કે તમારા પૂર્વજોના વખતનાં છે?' શેઠે કહ્યું કે 'એ પ્રથમથી જ મારા ઘરમાં છે.' મુનિએ પૂછયું કે 'તમે આવા કાના તુટેલા થાળામાં કેમ જમો છો?' શેઠે કહ્યું કે 'શું કરીએ એ થાળાનો બીજો ટૂકડો બરાબર ચોટતો નથી.'

પછી ઋષિએ કેડમાંથી થાળાનો ટૂકડો કહાડી થાળ ઊપાડીને; તેની સાથે મેળવ્યો. એટલે ટૂકડો પોતાની મેળે



ચિત્ર ૧૯ શાલિભદ્ર રાજા શ્રેણિકના ખોળામાં (પૃષ્ઠ ૧૩૨)

સઘાત કરી મરીને હું સુધન થયો, અને નાનોભાઈ મરીને તારો મદન નામે પુત્ર થયો. મેં વિશ્વાસઘાત કર્યો, તેથી મારી લક્ષ્મી તમારા ઘેર આવી. વળી પૂર્વભવમાં દાન આપી પશ્ચાતાપ કર્યો, તેથી મારી લક્ષ્મી ગઈ. મદનના જીવે સુપાત્રે ઘણું દાન દેવાથી, એને ઘણી લક્ષ્મી મલી. મદને શ્રાવકધર્મ અંગિકાર કર્યો, અંતે મરી દેવલોકમાં ઉત્પન્ન થયો, અને સુધન મુનિ મોક્ષે ગયા.

# શાલિભદ્રની કથા

## ૧૧૦

મગધદેશમાં રાજગૃહી નગરીની પાસે એક શાલિગ્રામ નામનું ગામ હતું. ત્યાં ધન્ના નામની એક રબારણનો સંગમ નામનો પુત્ર લોકોની ગાયો ચારીને પોતાનો નિર્વાહ કરતો હતો (જૂઓ ચિત્ર ૧૭). એક વખત પર્વના દિવસે સંગમે કજીયો કરીને પોતાની માતા પાસે ખીર ખાવાની માગણી કરી. પોતાની પાસે ઘરમાં કાંઈ પણ સાધન નહિ હોવાથી ધન્ના રોવા લાગી. તે દેખીને પાડોશણોએ ખીર, ખાંડ અને ચોખા ધન્નાને આપ્યા. તેની ઉત્તમ ખીર રાંધીને સંગમને ભાણામાં પીરસીને પોતે બહાર પાણી ભરવા ગઈ. એવામાં માસખમણને પારણે કોઇક તપસ્વી સાધુ ત્યાં આવી પહોચ્યા. સંગમે હ્રુદયના ઉલ્લાસથી ભાવ સહિત તે સઘળી ખીર તપસ્વી મુનિને વહોરાવી દીધી.

આ પુણ્યના પ્રતાપે સંગમનો જીવ રાજગૃહી નગરીમાં ગોભદ્ર શેઠને ત્યાં, તેમની પત્નિ ભદ્રાની કૂખમાં ઉત્પન્ન

થયો. માતાને સ્વપ્નમાં શાલિના ખેતરનુ સ્વપ્ન આવવાથી, તેનુ શાલિભદ્ર નામ પાડવામાં આવ્યુ. શાલિભદ્ર યુવાવસ્થા પામ્યો, ત્યારે તેને ઉત્તમ ઘરની બત્રીશ કન્યાઓ પરણાવી (જૂઓ ચિત્ર ૧૮). શેઠ દીક્ષા લઇ, મરણ પામીને દેવલો-કમાં ગયા. ગોભદ્ર શેઠને પુત્ર ઊપર ઘણો સ્નેહ હતો, તેથી શાલિભદ્ર અને તેની બત્રીશ વહૂઓ માટે, દરરોજ નવાં નવાં વસ્ત્રો તથા આભૂષણોની ભરેલી પેટીઓ દેવલોકમાંથી તે મોકલતો હતો.

એક દિવસ નેપાલ દેશના વ્યાપારીઓ લક્ષમૂલ્યની એક એવી સોળ રત્નકંબલો લઈને, વેચવા માટે રાજ-ગૃહી નગરીએ આવ્યા. તેમાંની એક રત્નકંબલ ખરીદી લેવા માટે શ્રેણિક રાજાની પટરાણી ચેલણાએ ઘણો આગ્રહ કર્યો, તો પણ શ્રેણિકે તે ખરીદી નહિ. પરંતુ ભદ્રા શેઠાણીએ તે સોળે રત્નકંબલો ખરીદી લઇને, તેના બબે ટૂકડા કરીને, બત્રીશે વહૂઓને એકેકો ટૂકડો વહેચી આપ્યો. સાંજના તે ટૂકડાઓથી પગ લૂછીને સર્વ વહૂઓએ ફેંકી દીધા.

પટરાણી ચેલણાએ એક રત્નકંબલ ગમે તે કિંમતે મેળવી આપવા માટે હઠ લીધી. શ્રેણિકે વ્યાપારીઓને તેડાવી એક રત્નકંબલ માગી. તે બોલ્યા ભદ્રા શેઠાણીએ સોળે રત્ન-કંબલો ખરીદી લીધી. રાજાએ રાણી ચેલણા માટે એક રત્ન-કંબલ મંગાવવા માટે ભદ્રા શેઠાણી પાસે પોતાનો માણસ મોકલ્યો. તેને ભદ્રાએ કહ્યું કે એ તો મારી વહૂઓએ પગ લૂછીને ફેંકી દીધી છે. આ વાત સાંભળીને શ્રેણિક રાજા શાલિ-ભદ્રને જોવા માટે તેને ઘેર પધાર્યા. તે વખતે ભદ્રા શેઠાણી

સાતમા માળે બેઠેલા શાલિભદ્રને કહેવા ગયાં કે 'હે વત્સ! આપણે ઘેર શ્રેણિક આવ્યા છે માટે તું નીચે ચાલ.'

શાલિભદ્ર સમજ્યો કે શ્રેણિક નામનું કોઈ કરિયાણું હશે ? માટે માતાને કહ્યું કે તમે જ ખરીદી લો અને વખારમાં ભરો. વળી નફો મલે તો વેચી નાખજો. માતાએ કહ્યું કે એ કરિયાણુ નથી, એ તો આપણા રાજા છે.

આ વચન સાંભળી શાલિભદ્ર ચિંતવવા લાગ્યો કે હું સેવક છું, તે રાજા છે; તેમાં મારા પુણ્યની ખામી છે, એમ વિચારી નીચે આવી રાજાને પ્રણામ કર્યો. રાજાએ ખોળામાં બેસાડી ચુંબન કર્યું. શાલિભદ્ર, રાજાની પાસે કરમાઈ ગયો (જૂઓ ચિત્ર ૧૯). તેથી ખોળામાંથી ઊઠી સાતમા માળે જતો રહ્યો. ભદ્રાએ રાજાને ભોજન કરવા માટે વિનંતિ કરી.

શ્રેણિક જમવા માટે હાથ ધોવા લાગ્યો. હાથ ધોતાં ધોતાં શ્રેણિકની વીંટી પડી ગઇ, તે ખાળકૂવામાં જતી રહી. ભદ્રાએ રાજાની વીંટી શોધવા માટે ખાળકૂવામાથી પાણી બહાર કઢાવ્યું. તેમાં સંખ્યા વગરના આભૂષણો ઝળહળતા દેખ્યા. આ આભૂષણો આગળ પોતાની વીંટી તો શ્રેણિકને કોલસા જેવી લાગી.

આવું આશ્ચર્ય જોઈ રાજાએ દાસીને પૂછયુ કે આ અમૂલ્ય આભૂષણો ખાળકૂવામાં ક્યાંથી ? દાસીએ કહ્યું કે અમારો સ્વામી તથા તેમની બત્રીશ સ્ત્રીઓ હમેશાં નવાં નવાં આભૂષણો પહેરે છે. આગલા દિવસનાં પહેરેલાં આભૂષણો ઉતારી ખાળકૂવામાં નાખી દે છે. શ્રેણિક શાલિભદ્રની પુણ્યાઈ જોઈ આનંદ પામ્યો. ભોજન કરીને પોતાના મહેલમાં ગયો.

શાલિભદ્રને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી, પોતાની બત્રીશ સ્ત્રીઓમાંથી એકએકને રોજ છોડવા લાગ્યો. એ જ નગરમાં શાલિભદ્રની બહેન સુભદ્રા ધન્ના નામના શ્રેષ્ઠી પુત્રને પરણાવેલી છે. તે ધન્નાને સ્નાન કરાવતી હતી, તે વખતે તેની આંખમાં આંસુ દેખીને ધન્નાએ પૂછ્યુ કે તું શું માટે રોવે છે?

સુભદ્રાએ કહ્યું કે મારો ભાઈ રોજ એક એક સ્ત્રીને તજી દે છે અને પછી દીક્ષા લેવાનો છે. ધન્નાએ હસીને કહ્યુ કે તારો ભાઇ એવો ડરપોક કેમ છે? એકી સાથે બત્રીશેને કેમ નથી છોડતો? સુભદ્રા બોલી કે વાતો કરવી બહુ સહેલી છે, પણ સંસાર છોડવો બહુ દુર્લભ છે. ધન્નાએ કહ્યું કે હું મારી આઠે સ્ત્રીઓનો ત્યાગ અત્યારે જ કરું છું. આ સાભળી સુભદ્રા બોલી કે 'હે સ્વામી! મેં તો હસતાં હસતા કહ્યુ હતું, માટે તમારે ક્રોધ ન કરવો જોઈએ.' ધન્નાને ઘણું સમજાવવા માંડયું, પરંતુ ધન્નાએ કહ્યું કે મારા મુખમાંથી નીકળેલાં વચન પાછા ફરે જ નહિ.

એમ કહીને પોતાના સાળા પાસે ધન્નાજી ગયા. શાલિભદ્રને સમજાવી સાથે લઇ, બંને જણાએ પ્રભુ મહાવીરની પાસે જઇને દીક્ષા લીધી (જૂઓ ચિત્ર ૨૦). બંનેનો દીક્ષા મહોત્સવ સુભદ્રા શેઠાણી તથા શ્રેણિક રાજાએ કર્યો. બંને જણા છઠ, અઠ્ઠમ, અઠાઇ, માસખમણ વગેરે તપસ્યા કરી અત્યંત દુર્બલ થઈ ગયા. એક વખત વિહાર કરતા કરતા પ્રભુ સાથે બંને જણા રાજગૃહી નગરીએ આવ્યા. ભગવાને શાલિભદ્રને કહ્યું કે આજે તમારી માતાના હાથે પારણુ થશે, તેથી ભદ્રાને ત્યાં વહોરવા ગયા. શરીર દુર્બલ થવાથી કોઇએ

ઓળખ્યા નહિ. પાછા વળતાં રસ્તામાં પાછલા ભવની માતા રબારણ મલી, તેણીએ મુનિને જોયા એટલે તેણીના સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યું. પોતાની પાસે દહીંની માટલી હતી, તેમાંથી દહીંનુ દાન દીધું. શાલિભદ્ર મુનિએ પ્રભુને પૂછતાં, પ્રભુએ કહ્યું કે તમે જેને હાથે પારણું કર્યું, તે તમારી પૂર્વ ભવની માતા હતી. પછી બંને સાધુઓએ અનશન કર્યું. ભદ્રાને ખબર પડી એટલે બત્રીશ વહૂઓ તથા શ્રેણિક રાજા વગેરે મુનિઓના અનશન સ્થાને આવ્યા. વંદન કર્યું. બંને મુનિઓ મરણ પામીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉત્પન્ન થયા, ત્યાંથી ચ્યવીને મોક્ષે જશે.

**પૂર્વભવમાં સુપાત્રે દાન દેવાથી શાલિભદ્ર અખૂટ ઋદ્ધિ પામ્યા** અને તેમને તથા તેઓના બનેવી ધનાશાએ સઘળી ઋદ્ધિ એક જ ક્ષણમાં છોડી દીધી. આજે પણ વ્યાપારીઓ તે બંનેના નામો '**ધના-શાલિભદ્રની ઋદ્ધિ હોજો.**' એ પ્રમાણે ચોપડાની શરૂઆતમા લખીને તેઓની પુણ્યાઈને યાદ કરે છે.

# દેશલ તથા દદ્દાની કથા

## ૧૧૧

સિદ્ધિવાસ નામના નગરમાં વર્દ્ધમાન નામે એક વણિક રહેતો હતો. તેને દેશલ અને દદ્દો નામના બે પુત્રો હતા. તેમાં દેશલ દયાળુ હતો અને દદ્દો નિર્દય હતો. યૌવનવય પ્રાપ્ત થતાં દેશલને દેવીની અને દદ્દાને દેમતી નામની કન્યાઓ તેમના પિતાએ પરણાવી. દેશલ ધર્મકરણી પણ કરતો અને ધન પણ ઉપાર્જન કરતો હતો. દદ્દો માત્ર ધન ઉપાર્જન કરતો હતો, પરંતુ ધર્મકરણી કરતો ન હતો.

દેશલને અનુક્રમે ગુણવંત પુત્રો થયા. દદ્દાને એક પણ સંતાન નહિ થવાથી, દદ્દો અને દેમતી બંને ચિંતાતુર રહેવા લાગ્યા. સંતાન માટે ઘણા દેવ, દેવીઓની માનતા કરતાં કરતાં એક દિવસ સત્યવાદી નામના યક્ષની પૂજા કરી, દદ્દો ઉપવાસ કરી યક્ષની સન્મુખ બેઠો; અને કહેવા લાગ્યો કે 'જ્યારે તું મને પુત્ર આપીશ, ત્યારે જ હું અહીંથી ઊભો થઈશ.' એમ બેસતાં દદ્દાને અગિયાર દિવસ થયા, ત્યારે યક્ષ પ્રત્યક્ષ થયો અને કહેવા લાગ્યો કે 'હે શેઠ! તું શા માટે ફોગટ મહેનત કરે છે?' કારણ કે દેવ, દાનવ, યક્ષ, કે વ્યંતર

**ગમે તે હોય, તો પણ પૂર્વે ઉપાર્જન કરેલાં કર્મોને દૂર કરી શકે તેમ નથી.** ‘ હે શેઠ ! તેં ગયા ભવમાં પુત્ર પામવા સંબંધી અંતરાય કર્મ બાંધેલું છે.’ તેથી હું શું કરી શકું ?

આ પ્રમાણે યક્ષે કહ્યું તો પણ દત્તો ત્યાંથી ઉઠયો નહિ. પછી યક્ષે કહ્યું કે ‘ જો હું તને પુત્ર આપું, તો પણ તે પુત્ર જીવતો રહેશે નહિ. તે વખતે તું મને પાછો ઠપકો આપીશ.’ તો પણ શેઠે કહ્યુ કે એક વખત પુત્ર થાય એવું વરદાન મને આપો. પછી જે થવાનુ હશે તે થશે. યક્ષે પણ હા કહી અને પોતાના સ્થાનકે ગયો.

શેઠે ઘેર આવી બધી વાત પોતાની સ્ત્રી આગળ કહી. શેઠ તથા તેમની સ્ત્રીએ કાંઈક આનંદ, કાઈક શોક પામતાં થકાં પારણું કર્યું. દેમતીને ગર્ભ રહ્યો. પૂર્ણ માસે પુત્ર પણ જનમ્યો. તેને જીવતો રહે તે માટે તુલાએ કરીને તોલ્યો, અને તેનુ નામ પણ તોલો પાડ્યું. દશોટણુ પ્રમુખ કરતાં સ્વજનોને જમાડયાં, દાન પણ દીધાં. પછી યક્ષને પગે લગાડવા માટે, ફૂલ વગેરે લઈ બાળકને તેડી યક્ષના મંદિરે ગયાં. ત્યાં મંદિરના બારણાં બંધ કરેલા હતાં, તે કોઇ રીતે પણ ઉઘડયાં નહિ. ઘણો પ્રયત્ન કરવા છતા પણ યક્ષે દર્શન આપ્યાં નહિ.

શેઠે કહ્યું કે યક્ષે કીધું હતું કે છોકરો જીવશે નહિ, તો રખે તેમજ ના થાય. એમ કરતા તે દિવસ તો ગયો, પણ રાતના ઓચિંતો છોકરો બીમાર પડ્યો અને જેમ પવનથી દીવો ઓલવાઈ જાય, તેમ જોત જોતામાં બાળક મરણ પામ્યો. તે જોઈ દત્તો અને દેમતી બેભાન થઇ ગયાં. પરંતુ મરેલો પુત્ર ફરી પાછો આવ્યો નહિ.



ચિત્ર ૨૧ સોનાનો કલશ (પૃષ્ઠ ૧૬૫)

ચિત્ર ૨૨ શ્રી લક્ષ્મીદેવી (પૃષ્ઠ ૧૬૫)

પછી મોટાભાઈ દેશલે કહ્યું કે તમે સ્નાન ભોજન કરો. મારા દીકરાઓ છે, તે તમારા જ છે એમ જાણજો. માટે હવે તમે શોક કરવો રહેવા દો. એવામાં આકાશમાર્ગે ચાર જ્ઞાનવાળા ચારણ મુનિ ચાલ્યા જતા હતા, તે તેનું રુદન સાંભળીને ત્યાં આવ્યા. તેઓને સર્વ જનોએ ઊઠીને વંદન કર્યું. મુનિએ ધર્મલાભ આપ્યો. પછી ધર્મોપદેશ આપીને કહેવા લાગ્યા કે હે શેઠ! તમે શોક ના કરો. કારણ કે **જે જીવે જેવું કર્મ બાંધ્યું હોય, તેવું ફલ તે જીવને મલે છે.** લીંબોળી વાવીને રાયણની આશા રાખીએ તે ક્યાંથી મલે?

પછી વર્દ્ધમાન શેઠે પૂછ્યુ કે હે પૂજ્ય! મારા બંને પુત્રોએ પૂર્વ ભવમાં એવા કયા પ્રકારનાં કર્મ કર્યાં છે, જેને લીધે એકને સંતાન ઘણાં છે અને બીજાને સંતાન જ નથી. તે વખતે મુનિએ કહ્યું કે હે શેઠ! સાંભળો· આ જ નગરીમાં આ ભવથી ત્રીજા ભવે વિલ્હણ અને તિલ્હણ એ નામના બે કુલપુત્ર રહેતા હતા. તેમાં મોટો ભાઇ તો ધર્માત્મા અને દયાવાન હતો. અને નાનોભાઈ તો નિત્ય વનમાં જઇને મૃગલી, હંસ, સૂડા, મોર વગેરે પશુ, પક્ષીઓનાં બચ્ચાંઓને, તેમની માતાઓથી છૂટાં પાડીને, પાંજરામાં નાખીને વેચતો હતો. વળી માણસોના બાળકોને પણ એક ગામમાંથી લઈને બીજા ગામમાં લઈ જઇને વેચતો હતો. ધનના લોભે કરીને આ રીતે તે પાપ કરતો હતો. તેને ઘણા સ્વજનોએ શીખામણ આપી, તો પણ તેને કોઈની શિખામણ માની નહિ.

એક વખત કોઇ ક્ષત્રિયના છોકરાને વેચવા માટે છાનો-માનો ઊપાડ્યો. તે તેના માબાપના જોવામાં આવ્યો, તરત

પકડી બાંધીને સારી પેઠે માર્યો. તેના કેટલાક અંગોપાંગ કાપી નાખવામા આવ્યા. તે વેદના ભોગવીને રૌદ્રધ્યાનથી મરણ પામીને પહેલી નરકમાં ઉત્પન્ન થયો. મોટોભાઈ વિલ્હણ પોતાના ભાઈનુ મૃત્યુ સાંભળી, વૈરાગ્ય પામી અનશન વ્રત લઇ, સમાધિપૂર્વક મરણ પામીને સૌધર્મ દેવલોકમાં દેવતા થયો. ત્યાંથી ચ્યવીને તારો દેશલ નામનો મોટો પુત્ર થયો છે. ત્રીજા ભવમા ભૂખ્યા અને તરસ્યા ઉપર દયા કરી છે, તેથી એને ઘણા ગુણવાન પુત્રો થયા છે.

તિલ્હણનો જીવ નરકમાંથી નીકળીને, તારો દદા નામનો નાનો પુત્ર થયો છે. એણે ત્રીજા ભવમાં મનુષ્ય અને તિર્યંચોના બાળકોને જે વિયોગ પડાવ્યા હતા, તેથી તેને બાળક થતાં નથી. ગુરુના આ પ્રમાણેનાં વચનો સાંભળીને બંને ભાઇઓને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, તેથી તેઓને પોતાના પૂર્વ ભવ જોવામાં આવ્યા. બંને જણાએ વૈરાગ્ય પામી સમકિત મૂલ બારવ્રત ગુરુ પાસે ઉચર્યાં. ચારણ મુનિ આકાશ માર્ગે જતા રહ્યા. ઘણો સમય શ્રાવકધર્મ પાળી, બંને ભાઈઓએ દીક્ષા લીધી. સમાધિમરણે મરણ પામીને બંને દેવલોકમાં દેવતા પણે ઉત્પન્ન થયા.

પશુ, પક્ષી તથા મનુષ્યના બાળકોનો તેના માબાપોથી વિયોગ કરાવનાર મનુષ્ય દદાની માફક સંતાન વગરનો થાય છે અને દેશલની માફક દયાવાન હોય તો ગુણવાન પુત્રોનો પિતા થાય છે. તેથી દરેક પ્રાણી ઉપર દયાભાવ રાખવો, એ આ કથાનો સાર છે.

# વીરમની કથા

## ૧૧૨

મહેન્દ્રપુર નામના નગરમાં ગુણદેવ નામનો શેઠ વસતો હતો. તેને ગાયત્રી નામની સ્ત્રી હતી. તેને ઘણા દિવસે પુત્ર થયો. તે પણ કર્મયોગે જનમથી જ આંધળો અને બહેરો થયો. તેનુ નામ પણ કાંઇ પાડયુ નહીં. જગતમાં તે આંધળો અને બહેરો એ નામે પ્રસિદ્ધ થયો. તે યુવાન થયો ત્યારે માતાપિતાએ તેને દેખતો કરવા માટે ઘણા ઉપાયો કર્યા, પણ તે બધા નિષ્ફલ ગયા. તેથી માતાપિતાએ વિચાર્યુ કે અમે પૂર્વભવમા એવું તે શું પાપ કર્યું હશે કે જેથી પુત્રરુપે આ શલ્ય અમારે ત્યા પેદા થયુ. આના કરતાં પુત્ર ન હોય તે સારૂ.

એક વખતે જ્ઞાની ગુરુ વનમાં પધાર્યા. તેમને સર્વ લોકો વંદન કરવા ગયા. વંદન કરીને બેઠા. તે વખતે જ્ઞાની ગુરુએ કહ્યું કે હે ગુણદેવ શેઠ ! તમે તમારા જનમથી આંધળા અને બહેરા છોકરા માટે ઘણુ દુ:ખ સહન કરો છો, તેને માટે હવે બીજો કોઈ ઉપાય નથી. **પોતાના કરેલાં પાપ કર્મના ફળ સહુ કોઇને ભોગવવાં જ પડે છે.**

પછી શેઠે પૂછયું કે હે પૂજ્ય ! ક્યા પાપકર્મના ઉદયથી મારો પુત્ર જનમથી જ આંધળો અને બહેરો થયો ? ત્યારે જ્ઞાની ગુરુ બોલ્યા કે આ જ નગરમાં વીરમ નામનો એક કણબી રહેતો હતો. તે અધર્મી, અસત્ય બોલનારો, અન્યાયી, પરનિંદા કરનારો, કૂડા કલંક લગાડનારો ઈત્યાદિ દુષ્ટકર્મ કરનારો હતો.

એક વખત રાજાને કોઈ સીમાડાના રાજા સાથે વેર થયુ, તેનો ભય રાજા રાખતો હતો. એટલામાં કોઇ બે પુરુષોને અંદરોઅંદર વાત કરતા દેખીને, વીરમે કોટવાલને જઈ કહ્યું કે અમુક માણસો સીમાડાના રાજાને તેડાવવાની વાતો કરતા હતા. તે વાત સાંભળીને કોટવાલે તે બંને જણાને પકડી રાજા આગળ ઊભા કર્યા. રાજાએ પૂછવાથી તે બંને કહેવા લાગ્યા કે મહારાજ ! અમે બંને જણા અમારા ઘર-સંબંધી વાતો કરતા હતા. એવી તેમની વાતો સાંભળી રાજાએ વીરમને બોલાવીને પૂછ્યુ. તે વખતે તે ધૂર્ત્ત વીરમ બોલ્યો કે મહારાજ ! મેં મારા કાને જ આ વાત સાભળી છે. રાજાએ વીરમનુ કહેવુ સાચું માનીને તે બન્ને જણાને શિક્ષા કરી.

વળી એક વખત વીરમનો પાડોશી બહારગામ ગયો હતો. ત્યાંથી ઘેર પાછો આવતાં તેને વીરમ મલ્યો. તેને પાડોશીએ પોતાના ઘર સંબંધી સમાચાર પૂછયા. તે વખતે દુષ્ટ વીરમે કહ્યું કે તમારી ગેરહાજરીમાં કામદેવ શેઠ તમારે ઘેર આવતો જતો હતો, અને તે તમારી સ્ત્રી સાથે આનંદ કરતો હતો. આ વૃત્તાંત સાંભળીને પાડોશીએ રાજા આગળ

આ વાત કહી, રાજાએ કામદેવશેઠને પકડી મંગાવી, તેનું સર્વસ્વ લૂંટી લીધું અને તેને ગામબહાર કાઢી મૂક્યો.

વીરમ આવાં પાપ કરતો લોકોને ખોટાં કલંક ચડાવતો હતો. એક દિવસે કોઈક ક્ષત્રિયે તેને સારી પેઠે માર માર્યો, તેની પીડા ઘણા દિવસ ભોગવીને મરણ પામી તારા ઘેર પુત્રપણે ઉત્પન્ન થયો છે. પૂર્વભવમાં પરનિંદા કરવાથી, તથા લોકો પર જૂઠાં કલંક લગાડવાથી, આ ભવમાં તે જનમથી આંધળો અને બહેરો થયો છે. એ જીવ હજુ ઘણો સમય સંસારમાં રઝળશે. ગુરુના મુખથી આ વૃત્તાંત સાંભળીને શેઠ અને શેઠાણી ધર્મમાર્ગમાં જોડાયા. આંધળો છોકરો દુઃખ સહન કરીને મરણ પામી દુર્ગતિએ ગયો.

પારકાની નિંદા કરનાર અને ખોટા કલંક ચડાવનાર વીરમની માફક જનમથી જ આંધળા અને બહેરા થાય છે, માટે ડાહ્યા માણસોએ કોઈના ઉપર ખોટા કલંક ચડાવવા નહિ અને કોઈની નિંદા કરવી નહિ. આ કથા આપણને આ બોધ આપે છે.

# રોહિણીની કથા

## ૧૧૩

ચંપા નગરીમાં શ્રીવાસુપૂજ્ય સ્વામીનો પુત્ર મઘવા નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને લક્ષ્મણા નામની સદાચારી રાણી હતી. તેઓને આઠ પુત્રો ઊપર એક રોહિણી નામની પુત્રી હતી. આ પુત્રી માતાપિતાને બહુ જ વહાલી હતી. તે યૌવન અવસ્થાને પ્રાપ્ત થઇ, તે વખતે રાજાએ તેણીના માટે સ્વયંવર મંડપ રચાવ્યો. ચારે દિશાઓના રાજકુમારોને સ્વયંવરમા આવવા માટે આમંત્રણ મોકલવામાં આવ્યા. સર્વ રાજકુમારો સ્વયંવર મંડપમાં આવીને બેઠા.

રાજપુત્રી રોહિણી પણ સ્નાન વિલેપન કરી, ક્ષીરોદક શ્વેત વસ્ત્રો પહેરીને, હીરા, મોતી, માણેક વગેરેના આભૂષણોથી અલંકૃત થઈને અપ્સરા જેવી દેખાતી પાલખીમાં બેસીને, સખીઓના સમૂહથી પરવરેલી સ્વયંવર મંડપમાં આવી. ત્યા દાસીએ જૂદા જૂદા દેશનાં રાજકુમારોના નામ ગોત્ર, ગુણ, બલ વગેરેનુ વર્ણન કરી બતાવ્યુ. રાજકુમારીએ તે બધા રાજકુમારોમાંથી નાગપુરના વીતશોક રાજાના પુત્ર અશોકકુમાર નામના રાજકુમારના ગળામાં વરમાળા પહેરાવી.

રોહિણીએ યોગ્ય વરની પસંદગી કરવાથી સ્વજનો હર્ષ પામ્યાં. રાજાએ મોટી ધામધૂમથી તેણીનાં લગ્ન કર્યાં. સ્વયંવરમાં આવેલા બીજા રાજકુમારોનો હાથી, ઘોડા, વસ્ત્ર, ભોજન, તંબોલ વગેરેથી સત્કાર કર્યો.

પછી અશોકકુમારને પણ સોના મોતીનાં આભૂષણો વગેરે પહેરામણીમા આપી, રોહિણી સાથે નાગપુર પહોંચાડ્યો. ત્યાં વીતશોક રાજાએ પણ નગરમાં શુભલગ્ને પ્રવેશ કરાવ્યો. કેટલાક દિવસ પછી અશોકકુમારને રાજગાદી સોંપીને, વીતશોક રાજાએ દીક્ષા લીધી. હવે અશોકરાજાને રોહિણી રાણી સાથે સંસારસુખ ભોગવતાં આઠ પુત્રો અને ચાર પુત્રી થઈ.

એક વખત અશોકકુમાર અને રોહિણી રાણી ગોખમાં પુત્રને ખોળામા લઇને બેઠા હતા. એવામા કોઈ સ્ત્રીને બહુ વિલાપ કરતી જોઇને, રાણી અશોકકુમારને પૂછવા લાગી કે આ સ્ત્રી આ પ્રમાણે વિલાપ કેમ કરે છે? રાજાએ કહ્યુ કે તેનો પુત્ર મરણ પામ્યો છે તેથી તે વિલાપ કરે છે. રાણીએ કહ્યુ કે આવું રોવાનુ તે ક્યાથી શીખી હશે? રાજાએ કહ્યું કે તને પણ હુ રોવાનુ શીખવાડું છું. એમ કહીને, રાજાએ રાણીના ખોળામાથી બાળકને લઈ બે હાથવડે ઊંચો કરી ગોખની બહાર નીચે ફેંકી દીધો. તે જોઈ લોકો કોલાહલ કરવા લાગ્યા. પરન્તુ રોહિણીના મનમા કાંઇ પણ દુઃખ ઉત્પન્ન થયુ નહિ. પુત્રને પડતા પડતા નગરદેવતાએ અદ્ધર ઝીલી લઈને સિંહાસન ઉપર બેસાડ્યો. તે દેખી સર્વ લોકો આનંદ પામ્યા અને રાજા કહેવા લાગ્યો કે હે રોહિણી! તું ધન્ય કૃતપુણ્ય છો. જેથી તું દુઃખની વાત પણ જાણતી નથી.

એક વખત શ્રીવાસુપૂજ્ય સ્વામીના સુવર્ણકુંભ અને રૂપકુંભ નામના ચાર જ્ઞાનવાળા બે શિષ્યો કે જેઓ છઠ, અઠમ વગેરેની નિરંતર તપસ્યા કરતા હતા, તે ત્યાં આવ્યા. રાજા રાણી પુત્ર પ્રમુખ સર્વ પરિવાર સહિત તેઓને વંદન કરવા ગયો. ગુરુએ ધર્મલાભ દઈ દેશના દીધી. પછી રાજાએ પૂછયું કે 'હે ભગવન્! મારી રાણીએ એવું તે શું તપ કર્યું છે કે જેનાથી તેણી દુઃખની વાત પણ જાણતી નથી. વળી મારો એના ઉપર ઘણો સ્નેહ છે તેનું શું કારણ છે? વળી તેણીના પુત્રો પણ ઘણા ગુણવાન થયા છે, તેનું શું કારણ? તે કહો.'

ગુરુએ કહ્યું કે હે રાજન્! આ જ નગરમાં ધનમિત્ર નામનો શેઠ અને તેની ધનમિત્રા નામની પત્નિ હતી. તેઓને કુરૂપા, દુર્ભાગિણી અને દુર્ગન્ધવાળી એવી દુર્ગન્ધા નામની પુત્રી થઈ. તે જ્યારે યુવાન થઈ ત્યારે તેના પિતાએ, તેણીના પરણનારને એક કરોડ દ્રવ્ય આપવાનુ જાહેર કર્યું, તો પણ કોઈ ગરીબ માણસે પણ તેણીને પરણવાની તૈયારી બતાવી નહિ. એવામાં એક શ્રીષેણ નામના ચોરને મારવા માટે લઈ જતાં હતાં, તેને મરતો છોડાવી પોતાને ઘેર રાખીને, તેની સાથે દુર્ગંધાને પરણાવી દીધી. તે પણ દુર્ગંધાના શરીરની દુર્ગંધ સહન નહિ થવાથી રાત્રિએ નાશી ગયો.

તે વખતે શેઠ ખેદ કરતો વિચારવા લાગ્યો કે **કર્મના દોષ આગળ કોઇનું ચાલતું નથી.** પછી પુત્રીને કહ્યું કે તું ઘેર રહીને દાન પુણ્ય કર. તેણીના હાથનું દાન પણ કોઇ લેતું નહિ. એક વખતે કોઈ જ્ઞાની મુનિને દુર્ગંધા સંબંધી વાત પૂછવાથી, તેઓશ્રીએ કહ્યું કે ગિરનાર પર્વત પાસે

ગિરિનગરમાં પૃથ્વીપાલ નામનો રાજા અને સિદ્ધિમતી નામની રાણી એક વખત વનમાં ક્રીડા કરવા ગયા. એવામાં એક ગુણસાગર નામના મુનિ માસખમણનુ પારણુ કરવા માટે નગરમાં જતા હતા. તેમને દેખી રાજાએ વંદન કર્યું. પછી રાણીને પરાણે પાછી વાળીને કહ્યું કે એ જંગમતીર્થ છે, તેમને ખપતા આહારપાણી આપજો.

રાણીએ વિચાર્યું કે આ મૂંડીયાએ આવીને મારી ક્રીડામાં અંતરાય પાડયો. તેથી ક્રોધિત થઈને, તે સાધુને એક કડવા તુંબડાનો આહાર વહોરાવ્યો. સાધુએ વિચાર્યું કે આ આહાર જ્યાં પરઠવાશે, ત્યાં અનેક જીવોની વિરાધના થશે, માટે મારે પોતે જ તેનો આહાર કરવો જોઈએ. એમ વિચારીને પોતે તે વાપરી ગયા. એટલે કડવા તુંબડાનાં ઝેરથી શુભધ્યાને મરણ પામીને દેવતા થયા.

પાછળથી રાજાને આ વાતની ખબર પડી. રાજાએ રાણીને ઘરની બહાર કહાડી મૂકી. જંગલમા રખડતા રખડતાં રાણીને સાતમા દિવસે કોઢ નીકળ્યો, તેના દુઃખે પીડાતી મરીને છઠી નરકે ઉત્પન્ન થઇ. ત્યાથી મરીને તિર્યંચમાં ઉત્પન્ન થઈ. વળી નરકમા ઉત્પન્ન થઈ. એમ સાતે નરકમાં અનુક્રમે ઉત્પન્ન થઈને દુઃખ ભોગવીને સાપણી, કૂકડી, ગિરોલી, ઊંદરી, ચંડાલિણી, રાસભી વગેરેના અવતાર પામી.

એમ કરતાં કરતા એક વખત ગાયના ભવમાં મરતી વખત નવકાર સાંભળતાં તમારા ઘેર દુર્ગંધાપણે ઉત્પન્ન થઈ છે. દુર્ગંધાને જ્ઞાનીનુ કથન સાંભળીને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ, તેથી પાછળના ભવ તેણીના જોવામાં આવ્યા.

તે વખતે દુર્ગંધાએ હાથ જોડીને ગુરુને પૂછ્યુ કે 'આ દુઃખમાથી નિસ્તાર થાય તેવો કોઈ ઉપાય બતાવો.' ગુરુએ કહ્યું કે આ દુઃખનો નિસ્તાર કરવા માટે રોહિણી તપ કરો. તે તપનો વિધિ હુ કહુ છું તે તું સાંભળઃ

સાત વર્ષ અને સાત માસ પર્યન્ત રોહિણી નક્ષત્ર આવે તે દિવસે ઉપવાસ કરવો. શ્રીવાસુપૂજ્ય સ્વામીની પૂજા કરવી. તપ તપતાં શુભ ધ્યાન ધરવું, તેના પ્રભાવથી તારા દુઃખનો પાર આવશે. વળી આવતા ભવમાં આ તપના પ્રભાવે તું અશોકરાજાની રાણી થઇશ. ત્યા સુખ ભોગવીને, શ્રી વાસુપૂજ્યસ્વામીના શાસનમાં મોક્ષે જઇશ. વળી તપ પૂર્ણુ થયે ઉજમણું કરવું. શ્રી જિનમંદિર કરાવવા. શ્રીવાસુપૂજ્ય સ્વામીની રત્નની પ્રતિમા કરાવવી. તેના સોના મોતીના આભૂષણો કરાવવાં. વળી સ્નાન વિલેપન કરીને, કપૂર, કેસર વગેરે સુગંધી દ્રવ્યોથી પૂજા કરવી. શ્રીસંઘની ભક્તિ કરવી. એ તપ કરવાથી સુગધરાજાની પેઠે સર્વ દુઃખ ટળી જશે. તે વખતે દુર્ગંધાએ પૂછ્યુ કે તે સુગંધ રાજા કોણ થયો, તેનુ ચરિત્ર કહો. ગુરુએ આ પ્રમાણે કહ્યુંઃ

સિંહપુર નગરમા સિંહસેન રાજા હતો. તેને કનકપ્રભા નામની રાણી હતી. તેમને એક પુત્ર હતો, તે અતિશય દુર્ગંધવાળો હતો, તેથી તે સર્વને અપ્રિય થયો. એક વખત તે નગરમા પદ્મપ્રભુસ્વામી સમોસર્યા. તેમની દેશના સાંભળવા રાજા કુટુંબ સહિત ગયો. દેશના સાંભળી રહ્યા પછી બે હાથની અંજલિ જોડીને રાજાએ પ્રભુને પૂછ્યુ કે 'હે પ્રભુ! મારો પુત્ર અતિશય દુર્ગન્ધવાળો છે તેનું કારણ શું?' પ્રભુએ કહ્યું કેઃ

નાગપુરથી બાર યોજન દૂર આવેલા નીલ નામના પર્વતની એક શિલા ઊપર રહીને, એક માસના ઉપવાસવાળા એક સાધુ ધર્મધ્યાન કરતા હતા. ત્યાં તે સાધુની તપસ્યાના પ્રભાવથી ત્યાં રહેતા શિકારીને શિકાર મલતો ન હતો, તેથી શિકારીએ સાધુને ઉપદ્રવ કરવા માટે જ જ્યારે તે સાધુને એક માસના ઉપવાસ પૂરા થયા ત્યારે, સાધુ ગામમાં ગોચરી વહોરવા ગયા. પાછળથી તે શિકારીએ આવીને, તે શિલાની નીચેના ભાગમાં લાકડા નાખીને અગ્નિ સળગાવ્યો. સાધુ પણ ગોચરી વાપરીને, ફરીથી તે જ શિલા ઊપર આવીને બેઠા. તેમને શિલાની નીચેથી તાપ આવવા લાગ્યો, શિલા જેમ જેમ તપવા લાગી, તેમ તેમ સાધુ શુભધ્યાનમાં આગળ વધવા લાગ્યા. એમ ઊષ્ણ પરિસહ સહન કરીને, કેવલજ્ઞાન પામી મોક્ષે ગયા.

તે શિકારી આ દુષ્ટ કર્મથી કોઢ રોગવાળો થયો. ત્યાંથી મરીને સાતમી નરકે ગયો. પછી સર્પ થઈને પાચમી નરકે ગયો. પછી સિંહ થઇને ચોથી નરકે ગયો. પછી ચિત્તો થઇને ત્રીજી નરકે ગયો. પછી બિલાડો થઇને બીજી નરકે ગયો. પછી ઘૂવડ થઈને પહેલી નરકે ગયો. આ પ્રમાણે નરક અને તિર્યંચના અનેક ભવો કરીને એક દરિદ્રી ગોવાલિયો થયો. ગાયો ચારવાનો ધંધો કરતાં કરતા નાગોરી નામના શ્રાવક પાસેથી નવકાર મંત્ર શીખ્યો. એક વખત તે ગોવાલિયો વનમા સૂતો હતો, એટલામા દાવાનલ બલતો બલતો એના ઊપર આવી પડયો. તેથી મરણ પામ્યો. મરતી વખતે તેને નવકાર સંભાળ્યો તેથી તેના પ્રભાવે તારો પુત્ર થયો છે.

સાધુના ઉપદ્રવનુ કેટલુક કર્મ હજુ ભોગવવાનું બાકી હોવાથી, તેનુ શરીર દુર્ગંધવાળું થયુ છે. આ પ્રમાણે પોતાના પૂર્વ ભવો સાંભળતાં દુગધકુમારને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ. પોતાને પડેલુ દુઃખ સંભાળીને તે ત્રાસ પામી ગયો.

તે વખતે પ્રભુને હાથ જોડીને પૂછવા લાગ્યો કેઃ 'હે પ્રભુ! હુ આ દોષથી છૂટીશ કે નહિ?' પ્રભુએ કહ્યું કેઃ 'તું રોહિણીનુ તપ કર.' પછી તે રાજપુત્રે રોહિણીનુ તપ કર્યું, તેથી તેનું શરીર સુગંધમય થઈ ગયુ. માટે હે દુર્ગન્ધા! તું પણ એ તપ કર. એના પ્રભાવથી સુગંધકુમારની માફક તારાં સર્વ દુ.ખ નાશ પામશે. આ પ્રમાણે સાંભળીને દુર્ગંધાએ રોહિણીનુ તપ અંગિકાર કર્યું. વિધિપૂર્વક શુભધ્યાનથી તપસ્યા કરતા અને આત્માની નિંદા કરતાં દુર્ગંધાને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ. તેથી વિશેષે તપ કરવા માંડયુ. આયુષ્ય પૂર્ણ થએથી શુભધ્યાને મરણ પામીને દેવલોકને વિષે દેવતાપણે ઉત્પન્ન થઈ. ત્યાંથી ચ્યવીને અહીં ચંપાનગરીમાં મઘવા રાજાની પુત્રી થઈ, જેનુ નામ રોહિણી પાડવામાં આવ્યુ. જે તમારી રાણી થઈ છે.

એણે પૂર્વભવમા રોહિણી તપ કર્યું છે. તેના પ્રભાવથી દુઃખ એ શું ચીજ છે, એવું પણ એ જાણતી નથી. વળી તપનુ ઉજમણુ કર્યું તેના પ્રભાવથી એ ઋદ્ધિ પામી છે. વળી હે રાજા! તે સિંહસેન રાજાએ પોતાના સુગંધકુમારને રાજગાદીએ સ્થાપીને પોતે દીક્ષા લીધી. સુગંધરાજા રાજ્ય પાલતો, ધર્મકૃત્ય કરતો, મરણ પામી દેવલોકમા ઉત્પન્ન થયો. ત્યાંથી ચ્યવીને પુષ્કલાવતી વિજયમાં પુંડરગિણી નગરીમાં વિમલ-

કીર્ત્તિ રાજાને ઘેર અર્કકીર્ત્તિ નામના ચક્રવર્ત્તી પણે ઉત્પન્ન થયો. ત્યાં રાજ્યપાલી જિતશત્રુ મુનિ પાસે દીક્ષા લઈ બારમા દેવલોકે અચ્યુતેંદ્ર થયો. ત્યાંથી ચ્યવીને અહીં તું અશોક નામનો રાજા થયો છું. તારી રાણીએ અને તેં પૂર્વભવમાં એક મનથી રોહિણી તપની આરાધના કરી હતી, તેથી તારો સ્નેહ એની ઉપર ઘણો છે.

વળી રાજાએ પૂછયુ કે 'હે સ્વામી! મારી સ્ત્રીને આઠ પુત્ર અને ચાર પુત્રીઓ થઇ, તે તેમના કયા પુણ્યોદયથી થઇ?' તે વખતે ગુરુ બોલ્યા કે 'હે ભાગ્યશાળી! આઠમાંથી સાત પુત્રો તો પૂર્વભવમાં મથુરા નગરીમા અગ્નિશર્મા નામનો બ્રાહ્મણ રહેતો હતો, જે ભિક્ષા માગીને પોતાનુ ગુજરાન ચલાવતો હતો, તેને ત્યા જનમ્યા હતા. તે દરિદ્રી કુલમાં ઉત્પન્ન થએલા હતા, તેથી સાતે જણા ભિક્ષા માગવા જતા હતા, પરન્તુ તેમને કોઈ ઓટલા ઉપર બેસવા પણ દેતા ન હતા. જ્યા જાય ત્યાં ધક્કો મારી બહાર કહાડી મૂકતા હતા. એમ તે સાતે જણા ગામોગામ ફરતાં પાટલિપુત્ર નગરે પહોંચ્યા.

ત્યાં તેમણે એક વાડીમાં રાજાના પુત્રને તથા પ્રધાનના પુત્ર વગેરેને હીરા, મોતીના અમૂલ્ય આભરણો પહેરીને રમતા જોયા તેથી મનમા આશ્ચર્ય પામ્યા. પછી મોટાભાઈએ કહ્યું કે વિધાતાએ કેવો ભેદભાવ રાખ્યો છે. આ લોકો મનવાંછિત સુખ ભોગવે છે, અને આપણે ઘેર ઘેર ભિક્ષા માટે ભટકીએ છીએ તો પણ આપણી ઉદરપૂર્ત્તિ થતી નથી.

તે સાભળી નાનો ભાઇ બોલ્યો કે એમાં કોઇનો દોષ

કહાડવાની જરૂર નથી. એમણે પૂર્વભવમાં પુણ્ય કરેલાં છે, તેના ફલ ભોગવે છે. અને આપણે પુણ્યહીન હોવાથી ઘેર-ઘેર ભટકી ભીખ માગતા ફરીએ છિએ. ત્યાંથી ફરતાં ફરતાં તેઓ વનમાં પહોંચ્યા. ત્યાં એક મુનિ મહારાજ કાઉસગ્ગ ધ્યાનમાં ઊભા હતા, તેમની પાસે જઈ ઊભા રહ્યા. સાધુએ પણ કાઉસગ્ગ પારી દયા લાવીને, તેમને ધર્મોપદેશ આપ્યો તે સાંભળી સાતે ભાઈ વૈરાગ્ય પામી, દીક્ષા લઈ, ચારિત્ર પાળી, દેવલોકમાં ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવીને તારે ઘેર પુત્ર તરીકે ઉત્પન્ન થયા છે.

આઠમો પુત્ર તો વૈતાઢ્ય પર્વત ઊપર એક ભલ્લક નામનો વિદ્યાધર હતો. તે નંદીશ્વરદ્વીપની શાશ્વત જિનપ્રતિમાઓની પૂજા કરતો હતો. તે મરણ પામીને સૌધર્મ દેવલોકમાં દેવતા થયો હતો. ત્યાંથી ચ્યવીને, તારો લોકપાલ નામનો પુત્ર થયો છે. જેને ખોળામાંથી પડતાં દેવતાએ અદ્ધર ઝીલી લીધો હતો.

તારી જે ચાર પુત્રીઓ છે, તે પૂર્વભવમાં વૈતાઢ્ય પર્વત પરના એક વિદ્યાધર રાજાની પુત્રીઓ હતી. તે જ્યારે યૌવન અવસ્થાને પ્રાપ્ત થઇ, ત્યારે બાગમાં ક્રીડા કરવા ગઇ હતી. ત્યાં સાધુને ઉભેલા દીઠા. સાધુએ તેમને કહ્યું કે હે કુમારિકાઓ ! ધર્મ કરો. ત્યારે તેમણે કહ્યું કે અમારાથી ધર્મ ન થાય. પછી સાધુએ કહ્યું કે તમારૂ આયુષ્ય સ્વલ્પ જ રહ્યું છે, માટે ધર્મકરણીમાં પ્રમાદ ન કરશો. તે સાંભળી તે પુત્રીઓએ પૂછ્યુ કે, અમારૂ આયુષ્ય કેટલુ બાકી રહ્યું છે? સાધુએ કહ્યું કે, માત્ર આઠ પહોર જ બાકી રહ્યું છે. પુત્રીઓ

કહેવા લાગી કે એટલા થોડા સમયમાં શું પુણ્ય કરીએ ? સાધુએ કહ્યું કે આજે જ અજવાળી પાંચમ છે, માટે જ્ઞાન-પંચમીનુ તપ કરો. એટલા તપથીજ સુખી થશો.

આવો ઉપદેશ સાંભળી, તે પુત્રીઓએ ઘેર આગળ આવી પોતાના માતાપિતાને વાત કરી. માતાપિતાની આજ્ઞા લઇ, ગુરુના દર્શનથી આજનો દિવસ સફલ માની, દેવપૂજા કરી પુણ્યની અનુમોદના કરી ઉપવાસનુ પચ્ચકખાણ લીધુ, અને પોતાના આત્માને કૃતાર્થ થયો માનવા લાગી. એક સ્થાનકે ચારે જણીઓ સાથે બેઠી. એટલામાં વીજળી પડી, તેથી તે ચારે પુત્રીઓ મરણ પામી દેવલોકમાં ઉત્પન્ન થઈ. ત્યાંથી ચ્યવીને ચારે તારી પુત્રીઓ થઈ છે. માત્ર એક જ દિવસ જ્ઞાન-પંચમીનુ તપ કરવાથી એ ફલ મલ્યુ. તે વાત સાંભળતાં જ રાજા તથા રાણી અને પુત્ર પુત્રીઓને સર્વને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ. પૂર્વના ભવો જોયા. તેથી વૈરાગ્ય પામીને સઘળાંઓએ શ્રાવકધર્મ અંગિકાર કર્યો, અને પોતાના ઘેર ગયાં.

વળી એકદા શ્રીવાસુપૂજ્ય સ્વામી આવી નગરના ઉદ્યાનમા સમવસર્યા. તેઓને અશોક રાજા તથા રોહિણી રાણી વંદન કરવા ગયા. ત્યા પ્રભુની દેશના સાંભળી ઘેર આવી, પુત્રને રાજ્યગાદી સોંપીને, સાતે ક્ષેત્રમાં ધન વાપરીને, ચારિત્ર અંગિકાર કરીને, નિરતિચારપણે પાળી, બન્ને જણા તે જ ભવમા મોક્ષે ગયા.

કહ્યું છે કેઃ—

રોહિણી પચમી તપ તણા, ગિરુઆં એ ફલ જાણ;
દુઃખ ન હોય સુખ હોય સદા, બોલે કેવલિ વાણ.

# ગોસલની કથા

## ૧૧૪

પૃઠણપુર નગરમાં ગોવિંદ નામનો એક ગૃહસ્થ રહેતો હતો. તેને ગૌરી નામે એક સ્ત્રી હતી, તેને ગોસલ નામનો પુત્ર હતો, તે દુર્વ્યસની હતો. વનમાં એકલો જઈને લાકડીથી તે મધપૂડા પાડતો હતો. જાળાઓમાં શશલાદિક જીવો હોય ત્યાં અગ્નિ સળગાવતો હતો. બળદ, ગાય અને ઘોડાને ડામ દેતો હતો. કૂમળા છોડોને ઉખેડી નાખતો હતો. આવાં કૃત્યો કરતો દેખીને, લોકોએ તેના બાપને ખબર આપી, એટલે તેના બાપે તેને શિખામણ આપી. પણ તે તો હતો તેવો ને તેવો જ રહ્યો. માબાપને ચિંતાનો પાર ન રહ્યો. પછી ધર્મ કરવાની તો વાત જ શી.

તેના માબાપ ઓચિંતા મરણ પામ્યા. પછી તો ગોસલને કોઈ ઠપકો આપનાર પણ નહિ રહેવાથી, તે અંકુશ વિનાના હાથીની માફક ઉચ્છૃંખલ થયો. એક દિવસ નગરની વાડીઓમાં જઈ નારંગી વગેરેના ઝાડ ઉખાડી નાખતો હતો, તે વખતે કોટવાલે તેને જોયો. તેને પકડીને બાંધ્યો.

બાંધીને રાજા પાસે લાવ્યા. રાજાએ તેનું સર્વ ધન દંડમાં લઈ લીધું.

વળી એક દિવસ છાનામાના રાજાની વાડીમાં પેસી જઈને, અનેક જાતની કૂમળી વનસ્પતિ છેદી નાખવા લાગ્યો. આ પ્રમાણે કરતાં વનપાલકે તેને દેખ્યો. તે વખતે તેને માર મારી બાંધી, કૂટી, રાજા પાસે લઈ જઈને ઊભો કર્યો. અને કહ્યું કે હે મહારાજ! એણે આપણી વાડીનો નાશ કર્યો છે. રાજાએ તેના બન્ને હાથ છેદી નખાવ્યા, તેથી મહાદુઃખી થયો. પછી તેણે ઘણો જ પશ્ચાતાપ કર્યો. કહ્યું પણ છે કેઃ—

**'માય બાપ મોટા તણી, શીખ ન માને જેહ;**
**કર્મવશે પડીયાં થકાં, પછી પસ્તાયે તેહ.**

અર્થાત્—જે લોકો મા, બાપ અથવા વડીલોની આજ્ઞા માનતા નથી, તે લોકોને જ્યારે કરેલાં કર્મો ભોગવવાં પડે છે, ત્યારે પાછળથી પસ્તાવો થાય છે.'

પછી તે ગોસલ પોતાની નિંદા કરતો મરણ પામીને તે જ નગરમા રહેતા પદ્મ શેઠને ઘેર ગોરા નામના પુત્ર તરીકે જનમ્યો. તે જનમથી જ ગલત કોઢીઓ હતો. તેના નખ અને નાક બેસી ગએલા, ભમરના વાળ સડી ગએલા, અને દાંત બધા પડી ગએલા હતા. વળી તેના શરીર ઊપર માખીઓ બણબણાટ કરતી હતી. વળી સહન ન થઈ શકે તેવી દુર્ગંધ તેના શરીરમાંથી નીકળતી હતી. બાપે ઘણી ઘણી દવાઓ કરી, તે બધી નકામી ગઈ.

એક વખત દમસાર નામના જ્ઞાનીમુનિ તે નગરના ઉદ્યાનમાં પધાર્યા તેમની દેશના સાંભળવા પદ્મશેઠ વગેરે ગયા.

ત્યાં તે મુનિએ ઉપદેશ દેતાં કહ્યું કે **દરેક જીવ પોતાના કરેલા કર્મથીજ સુખ દુઃખ પામે છે.** જેમ આ નગરમાં પદ્મશેઠનો પુત્ર પોતાનાં પાપકર્મથી દુઃખો ભોગવે છે. પદ્મ-શેઠે પૂછયુ કે મારા પુત્રે એવા શું પાપ કર્યાં છે? ગુરુએ તેને ઉપર જણાવેલુ ગોસલનુ સર્વ વૃત્તાત સંભળાવીને કહ્યું કે, તે ગોસલ તારો પુત્ર થયો છે. પદ્મ શેઠે ઘેર આવી પોતાના પુત્રને કહ્યું. તે સાંભળતાં જ તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ. પછી તે ગુરુ મહારાજ પાસે આવ્યો. તેઓને વંદના કરી, કરેલા પાપોની નિંદા ગર્હા કરી, અનશન લઈ, મરણ પામી પહેલા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

પશુ, પક્ષી વગેરેને ત્રાસ આપનાર મનુષ્યો ગોસલની માફક ભયંકર કોઢ રોગવાળા થાય છે; તેથી દરેક મનુષ્યોએ પશુ, પક્ષી વગેરેને ત્રાસ આપવો ન જોઈએ. એ આ કથાનો સાર છે

# ધનદત્ત અને ધનશ્રીની કથા

## ૧૧૫

ભૂમિમંડન નામના નગરમા શત્રુદમન નામનો રાજા રાજ્ય કરતો હતો. ત્યાં ધન્ના નામનો એક શેઠ રહેતો હતો. તેની સ્ત્રીનુ નામ ધીરૂ હતું. તેણે ધંધા માટે પોતાના ઘેર પોઠીયા, ઊંટ, બળદ અને પાડાઓ રાખ્યા હતા. ભાડાના લોભે ધન્નો તે અબોલા જીવો ઉપર તેમની શક્તિથી વધારે ભાર ભરતો હતો અને ઘણું ભાડું લઈને પોતાનુ ગુજરાન ચલાવતો હતો.

એક વખત તેના ઘેર કોઈ તપસ્વી મુનિ વહોરવા માટે પધાર્યા. તેઓને પતિ–પત્નિ–બંને જણાએ હૃદયના ઉલ્લાસથી દાન આપ્યુ. દાનના યોગે શુભકર્મ ઉપાર્જન કરીને, તે જ નગરના ધનાવહ શેઠને ત્યાં ધનદત્ત નામે પુત્ર પણે ઉત્પન્ન થયો. તે વ્યાપારની બધી રીત જાણતો હતો, પરંતુ ગયા ભવમાં જીવોની ઉપર ઘણો ભાર ભરતો હતો, તેથી કૂબડો થયો.

હવે ધીરૂનો જીવ, તે જ નગરમાં ધનશેઠને ત્યાં ધનશ્રી નામે ઉત્પન્ન થયો. ધનશ્રી ઘણી જ રૂપવાન તથા ગુણવાન હોવા છતાં, તે યુવાન થઈ ત્યારે, પૂર્વભવના સ્નેહને લીધે ધનદત્ત કૂબડાને પરણુવા ઇચ્છતી હતી. ધનશેઠને વળી બીજી

એક પુત્રી હતી, તે કર્મયોગે કૂબડી હતી. એક વખત ધન-શેઠને કોઇ નિમિત્તિયાએ કહ્યું કે જે કોઇ પુરુષ તારી પુત્રી ધનશ્રીને પરણુશે, તે મોટો વ્યાપારી થશે. એવી વાત સાંભળીને કોઈ ધનપાલ નામના શેઠે ધનશ્રીની માગણી કરી. ધનશ્રીના પિતાએ તે વાત કબૂલ કરી. બીજી જે કૂબડી છોકરી હતી તે ધનદત્તને દીધી. બંને દીકરીઓને પરણાવવાનુ મુહૂર્ત્ત એક જ લગ્ને આવ્યુ.

હવે ધનશ્રીએ, પૂર્વભવના સ્નેહને લીધે ધનદત્ત કૂબડાને પરણવાની ઇચ્છાથી, ત્યા મનોરથ પૂરક નામને એક યક્ષ હતો, તેને આરાધ્યો. યક્ષે સંતુષ્ટ થઈને વરદાન માગવાનુ કહ્યું. ધનશ્રીએ કહ્યું કે ‘મારો પતિ ધનદત્ત થાય તેમ કરો.’

તે વખતે યક્ષે કહ્યું કે ‘તારા પિતાએ બંને પુત્રીઓના એક જ દિવસે એક જ લગ્ને, લગ્ન કરવાનુ નક્કી કર્યું છે. તે વખતે હું દૃષ્ટિબંધન કરીશ, તું ધનદત્તને પરણજે. પછી જ્યારે તને પરણીને ઘેર લઈ જશે, ત્યારે મોં જોશે.’ એમ કહી યક્ષ અદૃશ્ય થઈ ગયો.

લગ્નના દિવસે બંને વર સાથે પરણુવા આવ્યા. યક્ષે સર્વલોકની દૃષ્ટિ બાંધી. બંને પરણીને પોતપોતાના ઘેર આવ્યા. ધનદત્ત તો ધનશ્રીને ઘણીજ સ્વરૂપવાન દેખીને હર્ષ પામ્યો. પરંતુ ધનપાલ પોતાની સ્રીને કૂબડી દેખીને ઝંખવાણો પડી ગયો, ને મનમા વિચારવા લાગ્યો કે આ તે વળી મતિવિભ્રમ થયો કે શું ?

આ વાત રાજાએ પણ સાંભળી અને ગામના લોકોએ પણ જાણી. લોકોનાં ટોળેટોળાં મળી વાતો કરવા લાગ્યા.

પછી બંને જણા સ્ત્રીને માટે કજીઓ કરતા, ન્યાય મેળવવા રાજા પાસે પહોંચ્યા. રાજાએ તે બંનેને પાછા ઘેર મોકલીને ધનશ્રીને તેડાવી એકાંતે પૂછ્યુ કે ધનદત્ત તો કૂબડો છે, તે તને પસંદ આવે નહિ, માટે તું સાચે સાચું કહે કે તું કયા વરને પરણી છું ?

તે સાંભળી ધનશ્રીએ રાજાની આગળ ખરેખરી વાત કહી દીધી કે મેં મોહને વશ થઈને ધનાવહ શેઠના પુત્રને પરણવા માટે જ યક્ષનું આરાધન કર્યું હતું. તે સંતુષ્ટ થવાથી અને તેના જ સાંનિધ્યથી હું ધનદત્તને પરણી છૂં. હવે આપને જે યોગ્ય લાગે, તેમ કરો. જે દેવતાએ કીધુ તે અન્યથા શી રીતે થાય ? માટે મારે એ કૂબડો જ પતિ હો. પછી રાજાએ બંને જણાને તેડાવી, સર્વ વાત કહી. પછી તે બંને જણા સમજીને પોતપોતાના ઘેર ગયા.

એક વખત તે નગરના વનમા ધર્મરુચિ નામના એક આચાર્ય કે જેઓ ચાર જ્ઞાનવાળા હતા તે પધાર્યા. તેઓને વંદન કરવા સર્વ લોકો ગયા. તેઓની સાથે ધનદત્ત અને ધનશ્રી પણ ગયા. આચાર્યને વંદન કરીને ધનદત્તે પૂછ્યુ કે 'હે પૂજ્ય ! કયા કર્મે કરીને હુ કૂબડો થયો ? અને કયા કર્મે કરીને મારી પત્નિનો મારા ઊપર ઘણો સ્નેહ છે ? તથા કયા શુભકર્મે કરીને હુ ઘણી લક્ષ્મી મેળવવાને ભાગ્યશાળી થયો છું ? તે મારી ઊપર કૃપા કરીને કહો'

આચાર્યશ્રી બોલ્યા કે 'હે ધનદત્ત ! તું પૂર્વભવમાં ધન્નો હતો, અને તારી સ્ત્રી ધનશ્રીનો જીવ ધીરૂ નામની તારી સ્ત્રી તરીકે હતો. તે વખતે પોઠીયા ગધેડા વગેરે ઊપર

ઘણો ભાર ભરવાથી તું કૂબડો થયો છું, અને ભાવથી મુનિને દાન દેવાથી, તને આટલી બધી સમૃદ્ધિ મળી છે. તમે બંને પૂર્વભવમાં પણ સ્ત્રી, ભરતાર તરીકે હતાં, તેથી આ ભવમાં પણ તમારો સ્નેહ અખંડ રહ્યો છે. આ પ્રમાણે સાંભળતાં બંનેને જાતિસ્મરણ જ્ઞાન થયુ. પાછલા ભવ દેખવામાં આવ્યા. પછી સમકિત મૂલ બારવ્રત ઉચરીને, આચાર્યને વંદન કરીને પોતાના ઘેર ગયા. અનુક્રમે ધર્મકરણી કરતા, સુપાત્રે દાન દેતાં આયુષ્ય પૂર્ણ કરીને દેવલોકે દેવતા થયા.

અબોલા જીવો પાસે ગજા ઉપરાંત ભાર વહન કરાવવાથી ધનદત્તની માફક મનુષ્યો કૂબડા થાય છે તેથી પશુઓ તથા પોતાના તાબાના માણસો પાસેથી તેઓની શક્તિથી વધારે કામ કરાવવું નહિ એ આ કથાનો સાર છે.

# બ્રહ્મદત્ત બ્રાહ્મણની કથા

## ૧૧૬

કુરુદેશના હસ્તિનાપુર નગરમાં સોમદત્ત નામનો એક પુરોહિત રહેતો હતો. તેને ઘણી માનતાઓ કર્યા પછી બલભદ્ર નામનો એક પુત્ર થયો. તે બ્રાહ્મણ જાતિના મદે કરીને, બહુ જ અતડો રહેતો હતો. રાજપુત્ર અડી જાય તો પણ સ્નાન કરતો હતો. બ્રાહ્મણ વિનાની બીજી જાતિની પુષ્કળ નિંદા કરતો. લોકો તેની આવી ચાલચલગતથી મશ્કરી કરતા હતા. તેના આવા વર્ત્તનથી તે માતા પિતાને ચિંતાનું કારણ થઈ પડ્યો.

તેના પિતાએ તેને કહ્યુ કે ' હે પુત્ર ! દરેક જીવ કર્મે કરીને બ્રાહ્મણ જાતિમાં અથવા હીનજાતિમાં ઉત્પન્ન થાય છે, માટે કુલનો મદ કરવો ન જોઇએ.' તેનો પિતા આ પ્રમાણે ઘણી શિખામણ આપતો. તો પણ તે માનતો નહિ. માતેલા હાથીની માફક અક્કડ થઈને ફરતો હતો. એમ કરતા તેનો પિતા મરણ પામ્યો.

રાજાએ પુરોહિતના પુત્રને અભિમાની જાણી, પુરોહિતની પદવી બીજાને આપી. લોકોએ તેનુ બ્રહ્મદત્ત નામ

પાડયુ. પદવી જવાથી નિર્ધનપણાને પામ્યો. પછી ગાય, બળદ વેચીને પેટ ભરવા લાગ્યો. એક વખત ગાયોને તે ચારો નાખતો હતો. તે જોઈને કહ્યુ કે 'હે બ્રહ્મદત્ત! આ ઘાસ તું જે ઊપાડે છે, તેના ઊપર થઈને ભંગડી ચાલી ગએલી છે; તેથી તું તેને અડીશ નહિ, નહિતર તારે સ્નાન કરવું પડશે.' આ પ્રમાણે લોકો તેની મશ્કરી કરવા લાગ્યા. તેથી તે ક્રોધમાં ને ક્રોધમાં ગામ છોડી જતો રહ્યો.

જતા જતાં રસ્તામાં ભૂલો પડયો. ત્યાં ડુંબ લોકોને દેખીને મારવા લાગ્યો. તે વખતે એક ડુંબે ક્રોધ કરીને, તેના પેટમા છરી મારી, તેથી ત્યાં જ મરણ પામીને, ડુંબને ઘેર પુત્ર પણે ઉત્પન્ન થયો. તે પણ કાણો, લંગડો, કદરૂપો, અને દુર્ભાગી થયો. રાજાને ત્યાં લોકોને શૂલીએ ચડાવવાની નોકરી કરવા લાગ્યો. ત્યાંથી મરીને પાંચમી નરકે ગયો. ત્યાંથી મરીને મત્સ્ય થયો. ત્યાથી મરીને નરકે ગયો. એમ અનેક ભવમા નીચકુલમાં ઉત્પન્ન થયો, ત્યાથી મરીને નરકે ગયો. એમ અનેક ભવમા નીચકુલમાં ઉત્પન્ન થયો, અને દાસપણું કરવા લાગ્યો.

એમ રખડતાં રખડતાં અજ્ઞાન તપના બલે જ્યોતિષી દેવોમા ઉત્પન્ન થયો. ત્યાથી ચ્યવીને પદ્મખેડ નગરમાં કુંદદત્તા ગણિકાને ત્યા પુત્રપણે ઉત્પન્ન થયો. તેનુ નામ મદન પાડવામાં આવ્યુ. ત્યાં બોતેર કલા શીખ્યો. વળી તે પ્રિયવાદી અને સત્યવાદી થયો. જ્યારે લોકો તેને ગણિકાનો પુત્ર કહીને બોલાવતા, ત્યારે મનમાં દુઃખ લાવી ચિંતવતો કે મેં પૂર્વભવે કોઈ પાપ કીધાં છે, તેથી વિધાતાએ મને ગણિકાને ત્યાં

ઉત્પન્ન કર્યો છે. એક વખત કેવલી ભગવાન ઉદ્યાનમાં પધાર્યા. તેમને વંદન કરવા માટે મદન ગયો. વંદન કરીને પૂછ્યુ કે 'હે પ્રભુ! હું કયા કર્મના ઉદયથી હીન જાતિમાં ઉત્પન્ન થયો છું?' ભગવાને તેને પાછલા ભવોનુ સ્વરૂપ કહી સંભળાવ્યુ, અને કહ્યુ કે તેં જાતિકુલનો મદ કર્યો અને બીજાઓની નિંદા કરી, તે પાપોએ કરીને ગણિકાને ઘેર તું ઉત્પન્ન થયો છું. પછી મદને કહ્યુ કે 'હે પ્રભુ! જો મારામાં યોગ્યતા હોય તો મને દીક્ષા આપો.' પ્રભુએ તેને દીક્ષા આપી. સાધુ સામાચારી શીખવી, પછી દુષ્કર તપ કરી અનશન લઈ દેવતા થયો. અનુક્રમે કર્મ-ક્ષય કરી મોક્ષ સુખ પામ્યો.

**કુલ-જાતિ-નું અભિમાન કરવાથી બ્રાહ્મણ બ્રહ્મદત્તની માફક નીચ કુલોમાં ઉત્પન્ન થવું પડે છે; તેથી કોઈએ પણ જાતિ-કુલ-નો મદ અહંકાર કરવો ન જોઈએ. એ આ કથાનો સાર છે.**

# નિષ્પુણ્યકની કથા

## ૧૧૭

હસ્તિનાપુર નગરમાં અરિમર્દન નામનો રાજા રાજ્ય કરતો હતો. તે નગરમા સુબંધુ નામનો શેઠ હતો, અને બંધુમતી નામની તેને સ્ત્રી હતી. વળી ઘણી બાધાઓ વગેરે રાખ્યા પછી તેને મનોરથ નામનો પુત્ર થયો. તે મોટો થયો ત્યારે તેના પિતા તેને ગુરુ પાસે લઇ ગયા. ગુરુને નમસ્કાર કરવાનુ કહેવા છતા એ ઊભો રહેતો. નિશાળે ભણવા મોકલ્યો, તો પણ તે અવિનીત હોવાથી, એક અક્ષર પણ ના શીખ્યો. પિતાએ તેને સમજાવ્યો કે વડીલોનો તથા ગુરુનો વિનય કરવો જોઇએ, તો પણ તે કોઈનો વિનય કરતો નહિ.

એક વખત તેનો પિતા તેને ગુરુ પાસે લઇ ગયો. ગુરુએ મનોરથને કહ્યુ કે ‘ હે વત્સ ! વ્રત, નિયમ લેવાથી બહુ પુણ્ય ઉપાર્જન થાય છે, માટે કાંઇક નિયમ લે.’ તે બોલ્યો કે ‘ મારાથી નિયમ પળાય જ નહિ. ’ ગુરુએ કહ્યું કે ‘ હમેશા દાન દે.’ તે બોલ્યો કે ‘હું દાન દઈ શકતો જ નથી.’ એમ કરતાં તેનો પિતા મરણ પામ્યો. મનોરથ ઘણો જ

કંજુસ હોવાથી, તેને ત્યાં કોઈ ભિખારી પણ માગવા આવતો નહિ.

એક વખત તે બહારગામ જતો હતો, ત્યારે રસ્તામાં તેને ચોરો મળ્યા. તેની પાસે જે કાંઇ ધન હતું, તે ચોરોએ લઇ લીધું, અને મનોરથને મારી નાખ્યો. મરીને કોઇ દરિદ્રીને ત્યાં ઉત્પન્ન થયો. ત્યાં તેનુ નિષ્પુણ્યક નામ પાડવામા આવ્યુ. મોટો થયો એટલે લોકોના ઢોર ચારવાનુ તથા હળ ખેડવાનુ કાર્ય કરીને પોતાનુ ગુજરાન કરવા લાગ્યો, તો પણ તેણે કોઇક વખત ભૂખ્યા રહેવું પડતું હતું.

એક વખત ધન કમાવા દેશાવર ગયો, ત્યા પણ ઘણો પ્રયત્ન કરવા છતાં પણ દરિદ્રીજ રહ્યો. ત્યાં એક પ્રભાવશાળી ષણ્મુખ નામનો યક્ષ હતો, તેની આગળ ધન મેળવવા માટે ઉપવાસ કરી બેઠો. સાતમા દિવસે યક્ષ પ્રત્યક્ષ થઇને બોલ્યો કે 'તું શા માટે લાઘણ કરે છે?' તે બોલ્યો કે 'લક્ષ્મીની પ્રાપ્તિ માટે.' યક્ષે કહ્યું કે 'તારા કર્મમાં લક્ષ્મી છે જ નહિ.' તે બોલ્યો કે 'તો હુ અહીં જ મરણ પામીશ.' તેની હઠ જાણીને યક્ષે કહ્યું કે 'સવારે અહીં સોનાનો મોર નાચ કરશે, તે એક પીછું સોનાનુ મૂકશે, તે તું લઈ લેજે,' એમ કહી યક્ષ અદૃશ્ય થઇ ગયો.

સવારમાં સોનાનુ પીછું મલ્યુ. રોજ આ પ્રમાણે એક એક પીછું લેતા લેતાં, તેને વિચાર થયો કે આ જંગલમા કેટલો વખત રહેવું. માટે આ મોરને પકડી એક જ વખતે એના સર્વ પીછાં લઈ લઉં. એમ ચિંતવીને મોરને પકડ્યો. કે તરત જ મોર મટીને કાગડો થઈ ગયો, અને યક્ષે આવી,

તેને એક લાત મારી તેથી તે પડી ગયો. પહેલાનાં લીધેલાં મોરના સોનાનાં પીછાં હતાં, તે પણ કાગડાનાં પીછાં થઈ ગયાં.

પછી પોતાની નિંદા કરતાં પર્વત ઉપરથી ઝંપાપાત કરવા પર્વત ઉપર ચડયો. ત્યાં કોઇ સાધુ મળ્યા. સાધુએ કહ્યું કે ‘ તું અહીં ઝંપાપાત કરવા આવ્યો છું, પરંતુ તેમ કરવાથી તને ધન મળવાનું નથી. તેં તારા ગયા ભવમાં કોઈનો વિનય કર્યો નથી, કોઈને દાન દીધું નથી, તેને લીધે તું દરિદ્રી થયો છું.’ આ વાત સાંભળતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થવાથી તેને પોતાના પાછળના ભવ જોયા. પછી વૈરાગ્ય પામી દીક્ષા લીધી, તેને સારી રીતે આરાધીને મરણ પામીને દેવલોકે દેવતા પણે ઉત્પન્ન થયો.

# પુણ્યસારની કથા

## ૧૧૮

સાકેતપુરમાં ભાનુમિત્ર નામનો રાજા રાજ્ય કરતો હતો, ત્યાં ધનમિત્ર નામનો એક શેઠ રહેતો હતો. તેને ધનમિત્રા નામની સુશીલ પત્નિ હતી. તેણીએ સ્વપ્નમાં રત્નથી ભરેલો સોનાનો કલશ પોતાના મુખમાં પ્રવેશતો જોયો (જૂઓ ચિત્ર ૨૧). પછી જાગીને તેણીએ પોતાના પતિને આ સ્વપ્નનો વૃત્તાત કહ્યો. ધનમિત્રે વિચાર કરીને કહ્યુ કે તને એક મહા ભાગ્યશાળી પુત્ર થશે. તે સાંભળી ધનમિત્રા હર્ષ પામી. પૂર્ણ માસે પુત્રરત્નનો જનમ થયો. તે પુત્રનુ પુણ્યસાર નામ પાડવામાં આવ્યુ. તે પુત્ર મોટો થતાં સર્વ કલાઓ શીખ્યો. યુવાન થતાં એક વ્યાપારીની ધન્યા નામની કન્યા સાથે તેનું લગ્ન કરવામાં આવ્યુ.

પુણ્યસાર એક વખત રાત્રે સૂતેલો છે, તે વખતે લક્ષ્મીદેવીએ ( જૂઓ ચિત્ર ૨૨ ) સ્વપ્નમાં આવીને કહ્યું કે: 'હે પુણ્યસાર! હું તારા ઘેર આવીશ!' પછી સવારમાં ઘરના ચારે ખૂણે, ચાર રત્નના ભરેલા સોનાના કલશ રૂપ નિધાન તેના જોવામાં આવ્યું. તે વખતે પુણ્યસારે જાણ્યુ કે દેવીએ

કહ્યુ તે સત્ય થયું. પરંતુ કોઇ દુર્જન રાજાને ખબર આપશે, તો અનર્થ થશે. માટે પ્રથમથી જ હું રાજાને ખબર આપું.

આ પ્રમાણે વિચાર કરીને રાજાની આગળ નિધાનની વિગત કહી. તે જોવા માટે રાજા પુણ્યસારને ઘેર આવ્યો. ભંડાર દેખી અચંબો પામ્યો. ત્યાંથી ઊપડાવી પોતાના ભંડારમાં મૂકાવ્યા. વળી બીજા દિવસે અને પાછા ત્રીજા દિવસે પણ પુણ્યસારે તે જ પ્રમાણે ભંડાર દીઠા અને રાજા આગળ કહ્યું; રાજાએ પણ તે જ પ્રમાણે નિધાન ભંડારમાં મૂકાવ્યા.

પછી પ્રધાને કહ્યું કે મહારાજ! આપે પ્રથમ બે દિવસ નિધાન લાવી આપણા ભંડારમાં મૂકયા છે, તે અહીં મંગાવો. રાજાએ પોતાના ભંડારો ઊઘડાવીને જોતાં, નિધાન દેખ્યા નહીં. તે વખતે રાજાએ કહ્યું કે એ તો જેના પુણ્યના યોગે નિધાન પ્રગટયા છે, ત્યાંજ રહેશે. મારી પાસે રહેવાના નથી. મેં જે લોભને વશ થઈને અહીં નિધાન લાવીને મૂકયા, તે મારો પ્રયત્ન ફોગટ છે.

પછી રાજાએ તે નિધાનોનુ દ્રવ્ય પુણ્યસારને સોંપીને, તેને નગરશેઠની પદવી આપી. પછી વસ્ત્ર, વીંટી વગેરે સરપાવ આપીને વાજતે ગાજતે પુણ્યસારને તેના ઘેર વિદાય કર્યો. પછી પુણ્યસારની મહત્તા દિવસે દિવસે વધવા લાગી

એક દિવસ નગરના ઉદ્યાનમાં સુનંદ નામના કેવલી આવી સમોસર્યા. તેમને રાજા, ધનમિત્ર શેઠ તથા પુણ્યસાર વગેરે વંદન કરવા ગયા. કેવલી ભગવંતે ધર્મોપદેશ આપ્યો. પછી ધનમિત્ર શેઠે પૂછયુ કે 'હે ભગવન્! મારા પુત્રે પૂર્વ

ભવમાં શું પુણ્ય કર્યું હતું કે જેનાથી એ આ નિધાન, રાજમાન વગેરે પદવી પામ્યો ?'

ગુરુએ કહ્યું કે આજ નગરમાં ધનકુમાર નામનો એક શેઠ હતો. તેને ગુરુ પાસેથી અભક્ષ્ય, અનંતકાયના નિયમ લીધા, સુપાત્રે દાન દીધુ અને વૃદ્ધ વયે દીક્ષા લઈ, અંતે અનશન કર્યું. મરીને ત્રીજા દેવલોકમાં ઇંદ્રનો સામાનિક દેવતા થયો. ત્યાથી ચ્યવીને તારો પુત્ર થયો છે. પૂર્વના પુણ્યના યોગે તેને લક્ષ્મી તથા રાજ સન્માન મલ્યા છે. આ વૃત્તાંત સાભ-ળીને પુણ્યસારને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ. પછી કુટુંબ સહિત શ્રાવકધર્મ અંગિકાર કર્યો. કેટલોક વખત સંસારનુ સુખ ભોગવીને, પોતાના પુત્રને ઘરનો ભાર સોંપી સુનંદ કેવલી પાસે પુણ્યસારે દીક્ષા લીધી. તેને નિરતિચાર પણે પાળીને મરીને દેવ થયો. ત્યાંથી ચ્યવીને મનુષ્ય જનમ પામીને મોક્ષસુખ પામશે.

# અટ્ટણમલ્લ અને ફલિહમલ્લની કથા

## ૧૧૯

ઉજ્જયણી નગરીમા જિતશત્રુ રાજા રાજ્ય કરતો હતો. તેને ત્યાં અટ્ટણમલ્લ નામનો એક મોટો મલ્લ હતો. તે વખતે સોપારા નગરમાં સિંહગિરિ નામનો એક રાજા હતો. તે દરેક વર્ષે મલ્લયુદ્ધ કરાવતો હતો. જે કોઇ મલ્લ-યુદ્ધમા જીતે, તેને ઘણુ ધન તથા સરપાવ આપતો હતો. સિંહગિરિ રાજાએ વિચાર્યું કે ઉજ્જયણીનો અટ્ટણમલ્લ દરેક વર્ષે ઈનામ જીતી જાય છે, માટે આપણે એનો કાંઈક ઉપાય કરવો જોઇએ.

પછી સિહગિરિએ એક બલવાન માછીમારને દેખી, તેને પોતાની પાસે રાખીને મલ્લયુદ્ધ શીખવ્યું, અને ખવ-રાવી પીવરાવીને હૃષ્ટપુષ્ટ કર્યો. મલ્લયુદ્ધના દિવસે અટ્ટણમલ્લે આવી મલ્લયુદ્ધ કર્યું, તેને પેલા માછીમારે જીતી લીધો. રાજાએ માછીમારને દ્રવ્ય આપ્યુ. અટ્ટણમલ્લ પાછો ફર્યો. તેણે સોરઠ દેશમાં એક મહા જોરાવર ફલિહ નામનો કોળી દીઠો. તેની સાથે પૈસા ઠરાવીને, તેને ઉજ્જયણી લઈ ગયો. ત્યાં તેને મલ્લવિદ્યા શીખવી.

પછી મલ્લયુદ્ધના દિવસે તેને સોપારા લઇને આવ્યો. ત્યાં સભામાં મલ્લયુદ્ધ વખતે ફલિહમલ્લ અને માછીમલ્લ, એ બંને જણા અંદરોઅંદર લડતા, નાચતા, હસતા, એક બીજાને મુષ્ટિપ્રહાર દેતા, પડતા, પોતપોતાના સ્થાનકે ગયા. ત્યાં અટ્ટણમલ્લે ફલિહમલ્લને પૂછ્યુ કે તને જ્યાં જ્યાં શરીર દુઃખતું હોય ત્યાં ત્યાં બતાવ. તેણે પણ સાચે સાચુ બતાવ્યું કે અમુક અંગો દુઃખે છે. તે વખતે અટ્ટણમલ્લે ફલિહમલ્લને સ્નાન, મર્દન કરાવી તેનુ શરીર તાજું કરાવ્યુ.

રાજાએ માછીમલ્લને પૂછ્યુ કે તારા અંગ કંઈ દુઃખે છે? પણ માછીએ શરમને લીધે દુઃખતા અંગો બતાવ્યા નહિ, અને બીજા દિવસે સભામા સર્વ લોક સમક્ષ બંને જણા મલ્લયુદ્ધ કરવા લાગ્યા. તેમા માછીમલ્લ થાકી ગયો, અને ફલિહમલ્લે તેની ડોક મરડીને મારી નાખ્યો. તેથી ફલિહ-મલ્લનો યશ વૃદ્ધિ પામ્યો, અને બક્ષીસ પણ મલી. એમ અટ્ટણમલ્લની આગળ યથાસ્થિત સ્વરૂપ કહેવાથી ફલિહમલ્લ સુખી થયો, અને માછીમલ્લે યથાસ્થિત સ્વરૂપ ન કહ્યું, તેથી તે મરણ પામ્યો.

આ પ્રમાણે ગુરુની આગળ જે કોઈ સત્ય બોલી, આલોયણ લે, તે અટ્ટણમલ્લ અને ફલિહમલ્લની માફક સુખી થાય. અને જે કોઇ ગુરુની આગળ શરમથી અસત્ય બોલે, તે માછીમલ્લની પેઠે દુઃખી થાય

કહ્યું પણ છે કે–

પાપ આલોવે આપણું, ગુરુ આગળ નિઃશંક;<br>
નીરોગી સુખીયા હૂવે, નિર્મલ જેહવો શંખ. ૧.

# દત્તની કથા

## ૧૨૦

ક્ષિતિપ્રતિષ્ઠિત નામના નગરમાં આદિદેવ ઈશ્વર નામનો શેઠ વસતો હતો. તેને પ્રેમીલા નામની સ્ત્રીથી, ચાર પુત્ર થયા હતા. તે ચારેને પરણાવ્યા. શેઠ પોતે વૃદ્ધ થયા, તેના ઘરમાં ઘણુ દ્રવ્ય હોવા છતા તે કોઈને દાન તો દેતો જ ન હતો.

એક દિવસ શેઠ જમીને ગોખમાં બેઠેલો હતો. તે વખતે ચોથા પુત્રની સ્ત્રી કે જે સુપાત્રને દાન દેવાની બુદ્ધિવાળી હતી, તે વાસણુ માંજવા માટે ઘરના આંગણુામાં બેઠેલી હતી. તે વખતે આઠ વર્ષની ઉંમરના એક નવદીક્ષિત સાધુ વહોરવા માટે, શેઠના ઘર આગળ આવ્યા. તેમને દેખી વહુએ કહ્યું કે:—

ચેલા ખરી સવાર, ધામણી વાર ન જાણીએ,
તુમ લ્યો અન્યથી આહાર, અમ્હ ઘર વાસી જીમીએ–૧

સાધુએ કહ્યુ કે તો હું બીજે ભિક્ષા માટે જાઉં? વહૂએ કહ્યું કે જેમ યોગ્ય લાગે તેમ કરો. પછી તે સાધુ તે કંજુસનુ ઘર મૂકીને, બીજા ઘેર આહાર માટે ગયા.

ગોખમાં બેઠેલા શેઠે વિચાર્યું કે આ બંનેના વચન બરાબર નથી લાગતા. તેથી વહૂને બોલાવીને પૂછ્યું કે બે પહોર દીવસ વીતી ગયા છતાં, તમે સાધુને એમ કેમ કહ્યું કે સવાર છે. વળી સાધુએ કહ્યું કે અમે બીહિયે છિએ. તે વખતે તેં કહ્યું કે અમારે ઘેર વાસી જમીયે છિએ. આપણે ઘેર તો રોજ નવી જ રસોઈ બને છે, અને બધાં તાજી રસોઈ જમીયે છિએ ઠંડી રસોઇ તો કોઈ જમતું નથી. તેમ છતાં તેં સાધુને એમ કેમ કહ્યુ

આ સાંભળી લાજ કહાડીને તે વહૂ બોલી કે હે. પિતાજી! સાભળો. મેં સાધુને કહ્યુ કે તમે ‘સવારી’ એટલે ‘વહેલી’ નાનપણમા દીક્ષા કેમ લીધી? તે વખતે ચેલાએ કહ્યુ કે ‘ઘામણી વાર ન જાણીએ’ તે હુ બીહુ છું કારણુ કે સંસાર અસાર છે, આયુષ્ય અસ્થિર છે, તેની બીક લાગે છે માટે ‘ઘામણી વાર ન જાણીએ’ એટલે વખત કેમ ગુમાવીએ. કારણુ કે જીવન વીજળીના ઝબકારા જેવુ છે. વળી મે કહ્યુ કે ‘અમારે ઘેર વાગી જમીએ છિએ’ તેનો અર્થ એમ છે કે ‘અમે પાછલા ભવમાં દાન પુણ્ય કર્યાં છે, તેના યોગે ઋદ્ધિ મળી છે’ પરંતુ આ ભવમાં દાન પુણ્ય કાઈ કરતા નથી, તેથી નવુ પુણ્ય ઉપાર્જન કરતાં નથી, તેથી ‘વાસી જમીએ છિએ.’

આ વચન સાંભળી શેઠ વહુને મહાબુદ્ધિમાન જાણીને હર્ષ પામ્યો અને બોલ્યો કે મારી આ વહુ, સહુ વહુઓથી-નાની હોવા છતાં બુદ્ધિમાં સૌથી અગ્રેસર છે, માટે એને હું મારા કુટુંબમા મોટી કરી સ્થાપુ છું. તો હવે પછી મારા-

કુટુંબના સઘળા માણસોએ એને પૂછીને સર્વ કાર્ય કરવું, એવી આજ્ઞા આજથી કરું છું. વળી તે જ દિવસથી શેઠને દાન દેવાની બુદ્ધિ પણ આવી.

કેટલો સમય વીત્યા પછી, શેઠને પાંચમો પુત્ર થયો. તેનું દત્ત નામ પાડવામાં આવ્યુ. તેને હાથ પગ હતા જ નહિ. તે જ્યારે યુવાન થયો, ત્યારે લોકો તેની મશ્કરી કરવા લાગ્યા. વૈદ્યના, માલીશ વગેરેના ઘણા ઉપાયો કર્યા, પરંતુ તે બધા નિરર્થક ગયા.

એક વખત કોઈ બે સાધુઓ ભિક્ષા માટે શેઠને ત્યાં આવ્યા. શેઠે તેમને બે હાથ જોડીને પૂછ્યું કે 'હે પૂજ્ય! મારો પુત્ર સારો થાય, તેવો કોઇ ઉપાય બતાવો.' સાધુએ કહ્યું કે 'રોગ બે પ્રકારના હોય છે. એક દ્રવ્ય રોગ અને બીજો ભાવ રોગ. તેમાં દ્રવ્ય રોગનો પ્રતિકાર તો વૈદ્ય જાણે છે, અને બીજા ભાવ રોગનો પ્રતિકાર અમારા ગુરુ જાણે છે. તેઓ આ ગામની બહાર હમણાં આવ્યા છે, તેમને પૂછો.'

શેઠ વનમા ગયા. ત્યાં ગુરુને વાંદીને પૂછવા લાગ્યા કે 'હે પૂજ્ય! મારો પુત્ર દત્ત હાથ પગ વગરનો છે. તે કોઈ રીતે સારો થતો નથી, તેનુ શું કારણ હશે?' તથા દ્રવ્ય રોગ અને ભાવ રોગ કોને કહેવાય? ગુરુ બોલ્યા કે જે રાગ દ્વેષથી ખરાબ કર્મ ઉપાર્જન કરીએ તે ભાવ રોગ કહેવાય. અને કર્મ ઉદય આવ્યાથી, જેનો વિપાક ભોગવીએ તે દ્રવ્ય રોગ કહેવાય છે. ભાવ રોગ મટી જવાથી દ્રવ્ય રોગ આપોઆપ મટી જાય. તપ, સંયમ, દયા, કાઉસગ્ગાદિક ક્રિયાએ કરી ભાવ રોગ જાય.

તારા દત્ત નામના પુત્રે પૂર્વભવમા દુકાને બેસીને લોકોને ખૂબ છેતર્યા હતા. તેને લોકોને ખોટાં તોલ અને ખોટાં માપે કરીને, લોકોને વસ્તુઓ આપેલી હતી. સરસ નીરસ વસ્તુઓને સેળભેળ કરીને વેચી હતી. એમ ઘણા પાપ કીધાં હતાં. એણે પોતાના હાથે કરીને લોકોને ઓછું તોલ, માપ વગેરે આપીને ભોળા લોકોને છેતર્યા હતા, તે પાપના ઉદયથી તે હાથ વગરનો થયો છે. આ પ્રમાણે ગુરુના મુખે સાંભળીને શેઠે તથા દત્તે બંને જણાએ શ્રાવકધર્મ અંગિકાર કર્યો. દત્તે નિયમ લઈ, માયા મૂકી, નવકાર મંત્રનુ સ્મરણ કરવા માંડયું. તે સ્મરણના પ્રતાપથી દેવલોકમાં ઉત્પન્ન થયો. તેથી હે લોકો! તમારે અંગોપાંગ સંપૂર્ણ જોઈતા હોય તો, કોઇને છેતરો નહિ અને પુણ્યનો સંચય કરો.

ઓછું તોલ આપવાથી અને વસ્તુઓમાં સેળભેળ કરવાથી દત્તની માફક હાથ પગ વગરના મનુષ્યો થાય છે. તેથી પૂરું તોલ અને ચોક્ખી વસ્તુઓ ગ્રાહકને આપવી. એ આ કથાનો સાર છે

# અગ્નિશર્મા બ્રાહ્મણની કથા

## ૧૨૧

વિટપ નામના શહેરમા ચૌદે વિદ્યાઓનો જાણકાર દેવશર્મા નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેને અગ્નિશર્મા નામનો પુત્ર જ્યોતિષ વગેરે ઘણા શાસ્ત્રોમાં પ્રવીણ થયો. તેથી તે પોતાના મનમાં બહુ જ અભિમાન રાખતો હતો. ધર્મવાન અને ગુણવાનની નિંદા કરતો હતો. તેના પિતાએ શિખામણ દીધી કે 'હે વત્સ! જાતિકુલનો અહંકાર ન કરવો. ડાહ્યો માણુસ ગર્વ કરે નહીં, તેમ કોઈની નિંદા પણ કરે નહિ.' આ પ્રમાણે ઘણું સમજાવવા છતાં તે સમજ્યો જ નહીં.

એક દિવસે ઘણા સાધુના પરિવાર સાથે કોઈ જ્ઞાની ગુરુ ત્યા આવી સમોસર્યા. નગરના લોકો તેમને વંદન કરવા ગયા. તે ગુરુનો મહિમા દેખીને ક્રોધે ભરાએલો અગ્નિશર્મા લોકોને કહેવા લાગ્યો કે એ પાખંડી મહાત્માની પૂજા ભક્તિ કરવાથી શું થાય! એ તો વેદત્રયીથી બહાર છે.

એક વખત તે અગ્નિશર્મા, ઘણા બ્રાહ્મણ લોકોને સાથે લઈને ગુરુની સાથે વાદ કરવા માટે આવ્યો, અને કહેવા લાગ્યો કે તમે ક્ષુદ્ર, અપવિત્ર અને નિર્ગુણ છો. તેમ છતાં

લોકો શા માટે તમારી પૂજા કરે છે? જો વેદના જાણકાર, એવા પવિત્ર બ્રાહ્મણને દાન આપી, તેની પૂજા કરે તો જીવ સ્વર્ગમાં જાય. અમે યજ્ઞ કરીને બોકડા જેવા જનાવરોને પણ સ્વર્ગમાં મોકલીએ છિએ, એવી રીતે બોલવા લાગ્યો.

તેને એક શિષ્યે કહ્યું કે તું પ્રથમ મારી સાથે જ વાદ કર. હું જ તારા પ્રશ્નોનો જવાબ આપુ છું, તે સાંભળ. તું કહે છે કે તમે ક્ષુદ્ર છો, અમે જ બ્રાહ્મણો છિએ; તે તારું બોલવું અયુક્ત છે. કહ્યુ પણ છે કેઃ–

ब्राह्मणो ब्रह्मचर्येण, यथा शिल्पेन शिल्पकः ।
अन्यथा नाममात्रं स्यार्दिद्रगोपक कीटवत् ॥ १ ॥

અર્થાત્—જે બ્રહ્મચર્ય પાળે તે બ્રાહ્મણ કહેવાય; જેમ શિલ્પીના ગુણ જેનામાં હોય તે શિલ્પી કહેવાય છે. જો તેનામાં બ્રહ્મચર્ય ના હોય તો ઇદ્રિગોપ નામના કીડાની માફક તે નામનો જ બ્રાહ્મણ જાણવો.

વળી તું કહે છે કે તમે અશૌચ છો, તે પણ અયુક્ત છે. સ્નાન કરી પાણી ઢોળી, પાણીના જીવોની વિરાધના કરવાથી જ કાંઈ શૌચપણુ પ્રાપ્ત થતું નથી. જો સ્નાન કીધાથી જ શૌચતા પ્રાપ્ત થતી હોત, તો પાણીમા નિરંતર સ્નાન જ કર્યા કરનાર માછલા પવિત્ર જ થવા જોઈએ પરંતુ મનની શુદ્ધિ વગરની શૌચતા હોતી જ નથી. મનની શુદ્ધિમાં જ ખરી શૌચતા કહેલી છે પુરાણમાં પણ આ પ્રમાણે કહેલુ છેઃ–

" चित्तमंतर्गतं दुष्टं, तीर्थस्नानैर्न शुद्धयति ।
शतशोथ जलैर्धौतं, सुराभांडमिवाशुचि ॥ १ ॥

किंच ॥ सत्यं शौचं तपः शौचं, शौचमिंद्रियनिग्रहः ।
सर्वभूतदया शौचं, जलशौचं च पंचमम् ॥ २ ॥
चित्तं रागादिभिः क्लिष्टमलीक वचनैर्मुखं ।
जीवहिंसादिभिः कायो, गंगा तस्यपराङ्मुखी ॥ ३ ॥

અર્થાત્–જેનુ અંતઃકરણ દુષ્ટ છે, તેવો પુરુષ સ્નાનથી શુદ્ધ થતો નથી. જેમ મદિરાના પાત્રને હજાર વાર પાણીથી ધોવામા આવે તો પણ તે શુદ્ધ થતું નથી. વળી સત્ય રૂપ શૌચ પ્રથમ છે, તપ રૂપ શૌચ બીજું છે, ઈંદ્રિય નિગ્રહ રૂપ શૌચ ત્રીજું છે, સર્વ ભૂત પર દયા રૂપ શૌચ ચોથું છે અને જલ રૂપ શૌચ પાંચમું છેવટનુ છે. વળી જેનુ ચિત્ત રાગાદિકથી કિલષ્ટ છે, ખોટું બોલવાથી જેનુ મુખ અપવિત્ર છે, તથા જીવહિંસાદિકથી જેની કાયા અપવિત્ર છે, તેવા પુરુષને ગંગા પણ પવિત્ર કરતી નથી." વળી કહ્યું છે કે—

" आत्मा नदी संयम पुण्यतोया, सत्यावहा शीलदयातटोर्मि ।
तत्राभिषेकं कुरु पांडुपुत्र, न वारिणा शुद्धयति चांतरात्मा ।१।

અર્થાત્–હે પાડુરાજાના પુત્ર અર્જુન! સંયમ અને તપ રૂપ જલે કરીને સહિત, સત્ય રૂપ જેનો પ્રવાહ છે એવી, તથા શીલ અને દયા રૂપ જેના બે કિનારા છે, તેવી આત્મા રૂપ નદીમા તું અભિષેક કર. અર્થાત્ તેમાં સ્નાન કર."

વળી તેં કહ્યું કે તમે નિર્ગુણ છો, તે પણ તારુ બોલવું અયુક્ત છે. કારણ કે ક્ષમા, દયા અને ક્રિયા પ્રમુખ અનેક ગુણો પ્રત્યક્ષ પણે અમારામાં દેખાય છે, તો અમે નિર્ગુણી શી રીતે કહેવાઈએ. સમાદિકે કરી ચિત્ત શુદ્ધ થાય છે, સત્ય બોલવાથી મુખ શુદ્ધ થાય છે, બ્રહ્મચર્યાદિકે કરીને

કાયા શુદ્ધ થાય છે, ગંગાના જલ વિના જ આ બધા અંગો શુદ્ધ થાય છે.

વળી તેં કહ્યુ કે બ્રાહ્મણુની પૂજા કરનારો સ્વર્ગે જાય છે, તે પણ અયુક્ત છે. કેમકે જે બ્રાહ્મણો અપવિત્ર, બ્રહ્મચર્ય નહિ સેવનારા, ખેતી કરનારા, ઘરમા ગાય, ભેંસ વગેરે પશુઓનુ પાલન કરનારા, તેમજ ક્રોધી અને નિર્દયી હોય છે, તેવા બ્રાહ્મણોની પૂજા કરવાથી સ્વર્ગ શી રીતે પ્રાપ્ત થાય ?

વળી તેં કહ્યુ કે યજ્ઞમા બોકડાનો વધ કરી અમે તેને સ્વર્ગે મોકલીએ છિએ, તે પણ તારું કહેવુ અસંયુક્ત છે. કારણ કે તમારા જ શાસ્ત્રોમા કહ્યુ છે કે યૂપને છેદીને, પશુને મારીને, ભયંકર હિંસાથી લોહીનો કાદવ કરીને જો સ્વર્ગમા જવાતું હોય તો, પછી નરકમા કોણ જાય ? અર્થાત્ કોઈ નરકમાં જાય જ નહિ.

આવી રીતે બધા લોકોના દેખતાં અગ્નિશર્મા વાદમાં હારી ગયો, તેથી ક્રોધે ભરાઇને ઘેર જતો રહ્યો. પછી રાત્રિએ એકલો વનમા આવીને સર્વે સાધુઓ ઉંઘતા હતા, તેમને લાતો તથા મુષ્ટિઓના પ્રહાર કીધા, તેને વનદેવતાએ પકડયો. તેના બંને પગ શક્તિથી છેદી નાખ્યા. તેની પીડાથી ટળવળતો સવારે લોકોએ તેને દીઠો. જ્યારે લોકોએ રાત્રિનો બધો વૃત્તાંત જાણ્યો, ત્યારે સર્વ લોકો તેની નિંદા કરવા લાગ્યા. સાધુઓની અવજ્ઞા કરવાથી, તે અગ્નિશર્મા મરીને પહેલી નરકે ગયો. ત્યાંથી નીકળીને એક દરિદ્રીને ઘેર પાસડ નામનો પુત્ર થયો. પૂર્વના કર્મોએ કરીને તે મુંગો અને ઠુંઠો થયો. જનમતાં જ તેની માતા મરી ગઈ. તે આઠ વરસનો થયો ત્યારે તેનો પિતા મરી ગયો. લોકોનુ દાસપણું કરીને પેટ ભરવા લાગ્યો અને ત્યાંથી મરીને ઘણો સમય સંસારમા ભમશે.

# કર્મણ ખેડુતની કથા

## ૧૨૨

સુગ્રામ નામના ગામમાં હાલુ નામનો એક ખેડુત હતો. તે દયાળુ અને સંતોષી હતો. ચારા પાણીનો વખત થાય એટલે હળ ખેડનાર હાલી (માણસ) ને તથા બળદને છોડીને, ચારો પાણી આપતો હતો. કોઈ વખત ચારો પાણી હાજર ન હોય તો, પોતે પણ જમતો ન હતો. તેને હેમી નામની સરલ ચિત્તવાળી સ્રી હતી. તેને કર્મણ નામે એક પુત્ર થયો. તે પૂર્વકૃત કર્મના યોગે પાંગળો થયો.

તે જ્યારે મોટો થયો, ત્યારે ખેતરની સંભાળ રાખવા બળદની ઉપર બેસીને ખેતરે જતો. જાતે લોભી હોવાથી તેના બાપ કરતાં ત્રણ ઘણી ભૂમિ ખેડાવતો. હાલી તથા બળદોને ખાવાનો વખત થાય તો પણ છૂટા કરતો નહિ. અને તેમના ચારા પાણીની પણ સંભાળ રાખતો નહિ. તેને વરસો વરસ ખેતીમાં ધાન્ય પણ ઓછું ઉત્પન્ન થવા લાગ્યુ. તેથી તે નિર્ધન થઈ ગયો. તો પણ તે પાપકર્મ કરતો અટકતો નહિ.

એક વખત કોઈ જ્ઞાની ગુરુ આવ્યા, તેમને વંદન કરવા બાપ અને દીકરો બંને જણા ગયા. પિતાએ ગુરુને પૂછ્યું કે

મહારાજ! કયા કર્મને લીધે આ મારો પુત્ર રોગી, પાંગળો અને નિર્ધન થયો છે? તે વખતે ગુરુએ કહ્યું કે એણે પાછલા ભવે, ખેતી કરતી વખતે બળદોને, ભૂખ્યા અને તરસ્યા હળે જોડેલા છે, તેમના સાંધાઓમાં ઘા કરેલા છે, અને મારેલા છે. પરંતુ અંત સમયે પશ્ચાત્તાપ કરવાથી મનુષ્યભવ પામીને તારો પુત્ર થયો છે.

ગુરુની આવી વાણી સાંભળીને, હલ તથા ખેતરના પાપને આલોઈને બાપે દીક્ષા લીધી, અને કર્મણે શ્રાવકધર્મ અંગિકાર કર્યો, આયુષ્ય પૂર્ણ કરીને બંને દેવલોકે ગયા.

પોતાની સાથે કામ કરનાર માણસોને તથા બળદ વગેરે પશુઓને વખતસર ખાવા નહિ આપનાર મનુષ્ય કર્મણની માફક પાંગળો થાય છે. માટે પોતાના તાબાના માણસોને તથા પશુઓને વખતસર ખાવા આપવાથી માણસ સંપૂર્ણ અંગવાળો અને સુખી થાય છે એ આ કથાનો સાર છે.

## જગસુંદર અને અસુંદરની કથા

### ૧૨૩

પાટણ શહેરમા દેવસિંહ નામનો એક શેઠ રહેતો હતો. તેને સરલ સ્વભાવવાળી દેવશ્રી નામની સ્ત્રી હતી. દેવશ્રીએ એક પાછલી રાતના ફળ, ફૂલથી ભરેલા આંબાના એક ઝાડને પોતાના મુખમાં પેસતા સ્વપ્નમા દેખ્યુ. એટલામાં જાગ્રત થઈને, તે સ્વપ્નની હકીકત તેણીએ પોતાના પતિને કહી. તેણીના પતિએ, તેણીને કહ્યું કે તને આંબાના વૃક્ષ જેવો ગુણવંત એક પુત્ર થશે. તે સાંભળી દેવશ્રી રાજી થઈ.

પૂર્ણ દિવસે દેવશ્રીએ એક સુદર પુત્રને જનમ આપ્યો. શેઠે સગા વહાલાંઓને જમાડયાં. તેનુ નામ જગસુદર પાડવામાં આવ્યુ. તે પુત્ર ભણી ગણીને યુવાન થયો, ત્યારે ઘણી કન્યાઓ પરણ્યો. તે દાન દઈને ગરીઓનો ઉદ્ધાર કરતો હતો.

વળી દેવશ્રીએ એક પાછલી રાતના દવથી બળેલા વૃક્ષને પોતાના મુખમાં પેસતાં દેખ્યુ. ખરાબ સ્વપ્ન જાણી પોતાના પતિને કહ્યું નહિ. પૂર્ણ માસ થયે કાળો, ખુચો, દાંતવાળો તથા નાના કાનવાળો, મોટા પેટવાળો; નાના હાથવાળો, શરીરે ઘણા વાળવાળો, દુર્ભાગી તથા ખરાબ સ્વરવાળો,

એવો તેણીએ બીજા પુત્રને જનમ આપ્યો. લોકોએ તેનું રૂપ દેખી અસુદર નામ પાડયું. તેને કોઈ કન્યા પરણાવવા પણ તૈયાર થયુ નહિ. તેના પિતાએ તેને કહ્યું કે 'હે વત્સ! તેં પૂર્વભવમાં પુણ્ય કીધું નથી, તેથી આવો કુરૂપ થયો છું, માટે હમણાં ધર્મકરણી કરીને પુણ્ય ઉપાર્જન કર.' તો પણ તેને ધર્મ કરવાની ઇચ્છા થઈ નહિ.

એક વખતે તે નગરમા ચાર જ્ઞાનવાળા સુવ્રત નામના આચાર્ય આવ્યા. તેઓની પાસે દેવસિહ શેઠે જઈ બંને પુત્રો સાથે વંદના કરી. ધર્મોપદેશ સાંભળ્યો. પછી શેઠે પૂછ્યું કે 'હે પૂજ્ય! મારા આ બે પુત્રો છે, તેમાં એક મોટો ગુણવંત અને પુણ્યવંત છે અને બીજો નાનો પુત્ર દુષ્ટ, દુર્ભાગી છે. માટે તે બંને જણાએ શું પુણ્ય અને પાપ કર્યાં હશે તે કહો.'

ગુરુ કહેવા લાગ્યા કે હે શેઠ! આ જ નગરમાં આ ભવથી પાછળના ત્રીજા ભવે એક જિનદત્ત નામનો વણિક રહેતો હતો. તે સરલ સ્વભાવી અને જીવરક્ષા કરવામાં અગ્રેસર હતો. તેથી લોકોમા તેના બહુ જ વખાણ થતાં હતાં. વળી તે જ નગરમા એક શિવદેવ નામનો વણિક રહેતો હતો. તે દેવ, ગુરુ અને ધર્મ ઊપર દ્વેષ રાખી, તેમની હાંસી કરતો હતો. જો કે જિનદત્ત તેનો મિત્ર હતો, તો પણ તે જીવહિંસા કરતો હતો.

તે શિવદેવ મરીને પહેલી નરકે ગયો. અને જિનદત્ત મરીને પહેલા દેવલોકે ગયો. ત્યા દેવતાનાં સુખ ભોગવી, ચ્યવીને તારો જગસુદર નામનો મોટો પુત્ર થયો છે, અને શિવદેવનો જીવ નરકથી નીકળીને, તારો અસુંદર નામનો

પુત્ર થયો છે. એ દેવ, ગુરુ, ધર્મ ઊપર દ્વેષ રાખતો હતો, અને કુટિલ હતો, તેથી કુરૂપો થયો છે. હજુ પણ ધર્મ ઊપર દ્વેષ કરનારો છે, તેથી ઘણો સંસાર પરિભ્રમણ કરશે. ગુરુના મુખથી આ વાત સાંભળીને, જગસુંદરને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ, તેથી હર્ષ પામ્યો. ઘણો સમય શ્રાવકધર્મ આરાધી, અંતે દીક્ષા લઈને મોક્ષ સુખ પામ્યો.

દેવ, ગુરુ અને ધર્મની ભક્તિ કરવાથી જગસુંદર રૂપવાન, ધનવાન તથા બુદ્ધિવાન થયો અને દેવ ગુરુ અને ધર્મની નિંદા કરવાથી અસુંદર કાળો, કુરૂપવાળો, દુર્ભાગી અને બુદ્ધિહીન થયો. માટે દરેક મનુષ્યે બને તેટલી દેવ, ગુરુ અને ધર્મની ભક્તિ કરવી અને જીવોની રક્ષા કરવી, એ આ કથાનો સાર છે.

# મૃગા લોઢીયાની કથા

## ૧૨૪

આ ભરતક્ષેત્રમાં મૃગ ગામમાં વિજય નામનો રાજા હતો. તેને મૃગાવતી નામની રાણી હતી. એક વખત પ્રભુ મહાવીર, શ્રીગૌતમસ્વામી વગેરે અનેક સાધુઓના પરિવાર સાથે, તે નગરમાં સમોસર્યા. બારે પર્ષદા પ્રભુની વાણી સાંભળવા બેઠી. એ વખતે એક આંધળો, તથા હાથ, પગ, નાક, આંગળી વગેરે જેનાં ગળી ગયાં છે, વળી જાતે કોઢીયો છે, ખરાબ સ્વરવાળો અને દુર્ભાગી એવો માણસ, લોકોથી નિંદાતો થકો ત્યાં સમવસરણમાં આવ્યો.

તેને દેખી ગૌતમસ્વામીએ પ્રભુને પૂછયુ કે 'હે ભગવન્! આ જીવ કયા અશુભ કર્મના યોગે આ પ્રમાણે મહાદુઃખ ભોગવે છે?' ભગવાને કહ્યું કે એણે પૂર્વભવમાં ઘણાં પાપકર્મ કર્યાં છે, તેથી દુઃખીયો થયો છે. વળી ગૌતમસ્વામીએ પૂછ્યું કે 'પ્રભુ! આ જીવથી પણ અધિક દુઃખીયો કોઈ જીવ હશે?' કે જેને દેખી લોકોને સૂગ ચઢે, લોકો કહાડી મૂકે.

પ્રભુ બોલ્યા કે 'હે ગૌતમ! આ જ ગામના રાજાનો પુત્ર અત્યંત દુઃખીયો છે. તે બહેરો, પાંગળો અને નપુસક

છે. હાથ, પગ, આંખ, કાન, નાક, ભ્રકુટી, મુખ વગેરે અંગો તો તેને છે જ નહીં. જેની આઠ નાડી અંદર અને આઠ નાડી બહાર વહે છે. આઠ નાડી લોહીની અને આઠ નાડી પરૂની વહે છે. મહા દુર્ગંધવાળો છે. શરીર લોઢા જેવું છે, વળી હમેશા છિદ્રોએ કરી તે આહાર લે છે.'

આ સાંભળી ગૌતમસ્વામીને ભારે આશ્ચર્ય થયુ. તેને જોવા માટે કહેવા લાગ્યા કે 'હે સ્વામી! તમે આજ્ઞા આપો, તો હુ તેને જોઇ આવું.' પ્રભુએ આજ્ઞા આપી. ગૌતમસ્વામી રાજાને ઘેર પહોંચ્યા. રાજા રાણી બહુ આનંદ પામ્યા. રાણી બોલી મહારાજ! આજે અમારા ઊપર અનુગ્રહ કર્યો. ગૌતમ સ્વામીએ રાણીને કહ્યુ કે 'મારે તમારો પુત્ર જોવો છે.' રાણીએ પોતાના ચાર પુત્રોને બોલાવીને, ગૌતમસ્વામીને વંદન કરવાનુ કહ્યુ. ગૌતમસ્વામીએ તેઓને ધર્મલાભ દીધો.

પછી ગૌતમસ્વામીએ કહ્યું કે 'મારે તમારો લોઢા જેવો જે પુત્ર છે, તેને જોવો છે.' રાણી બોલી કે 'હે મહારાજ! તે પુત્ર તો કોઈ ન જાણે તેવી રીતે અમે ભોંયરામાં રાખ્યો છે, તે તમે શી રીતે જાણ્યુ?' ગૌતમસ્વામી બોલ્યા કે 'અમારા ગુરુ મહાવીર પ્રભુ સર્વજ્ઞ છે, તેમના કહેવાથી જાણ્યુ' પછી રાણીએ કહ્યુ કે 'હે ભગવન્! થોડી વાર ઊભા રહો. ભોજન વખતે વસ્ત્રાભરણ મૂકી ગાડલીયે આહાર ઘાલી ભોયરામા જઈશું, ત્યારે તમને સાથે લઈ જઈ દેખાડીશુ.' પછી રાણી ગાડલી લઈ ગૌતમસ્વામીને તેડી ભોયરામા ગઈ. તે વખતે રાણીએ કહ્યું કે 'હે ભગવન્! અહીં ખૂબ ગંધ છે, માટે મુહપત્તિથી મુખ તથા નાક બાંધીને અંદર આવજો' ત્યાં જઈ જેવું ભોંયરું ઊઘાડ્યું, કે ખાધેલુ અન્ન પાછું વળે, એવી મહાદુર્ગંધ આવવા માડી. રાણીએ સાદડી પાથરી તેની

ઊપર આહાર મૂકી, લોઢાને લઈ આવી તેના ઊપર મૂક્યો. તેણે આહાર સંજ્ઞાથી છિદ્રો મારફતે આહાર લેવા માંડયો. જેવો તેને આહાર લીધો કે તરત જ પરુ થઇને બહાર નીકળવા લાગ્યો. આવું દુઃખ જોઈને, શ્રી ગૌતમસ્વામી મહાવીર પાસે પાછા આવી કહેવા લાગ્યા કે જેવું દુઃખ આપે કહ્યુ, તેવુ જ મેં દીઠું. માટે આપ કહો કે એણે શું મહા પાપ કર્યું હશે કે જેથી એ આવી રીતે દુઃખી થાય છે?

પ્રભુ કહેવા લાગ્યા કે હે ગૌતમ! કૃતદ્વારી નામના નગરમા ધનપતિ રાજાને વિજયવર્દ્ધન નામે સામંત હતો. તેને પાંચસો ગામ રાજાએ સોપ્યા. તેની સંભાળ રાખવા માટે એક રાઠોડને અધિકારી સ્થાપી મોકલ્યો. તે રાઠોડ રૌદ્ર પરિણામવાળો, ક્ષુદ્ર બુદ્ધિવાળો અને મોટા પાપકર્મોનો કરવાવાળો હતો તેની હકુમતના પાચસો ગામોમાથી વધારે પડતા કર લેતો, નવા કરો દાખલ કરતો, લોકોને ખોટાં આળ ચડાવી અન્યાય કરીને, દંડ કરીને નિર્ધન કરતો હતો, લોકોને તાડના, તર્જના કરતો, સખત બંધનોએ બાંધીને માર મારતો, આવી રીતના મહા પાપો કરતો હતો

આવાં પાપોથી તે જ ભવમા તેને કાસ, શ્વાસ, જ્વર, દાહ, કૂખ શૂલ, ભગંદર, હરસ, અજીર્ણ, આખોની વેદના, કાનોની વેદના, પૂઠ શૂલ, ખસ, કોઢ, જલોદર, વેગ અને વાયુ, આ સોળે મહારોગ ઉત્પન્ન થયા. તે રોગોએ કરીને રીબાતો રીબાતો, આર્ત્તરૌદ્ર ધ્યાન ધરી મરણ પામીને, પહેલી નરકે ઉત્પન્ન થયો. ત્યા પણ છેદન, ભેદન, તાપ, તાડનાદિ અનેક કષ્ટ સહન કરી, ત્યાથી નીકળીને અહીં વિજય રાજાના પુત્ર તરીકે ઉત્પન્ન થયો છે.

# જિનદત્ત શેઠની કથા

## ૧૨૫

સુપ્રતિષ્ઠિત નામના નગરમાં ચંદન નામનો એક મિથ્યામતિ વ્યાપારી રહેતો હતો. તેને વાહિણી નામની સ્ત્રી હતી. એક વખત બે સાધુઓ તેને ત્યાં વહોરવા આવ્યા. ત્યાં રહી શકાય તેવો ઉપાશ્રય જાણી શેઠની આજ્ઞા લઈ તેમાં રહ્યા. તે સાધુઓના સંસર્ગે શેઠ તથા તેમની સ્ત્રી જૈનધર્મ પામ્યા. વળી તે સાધુઓના સસર્ગથી શેઠની ગોત્રદેવી પણ સમકિત દૃષ્ટિવાળી થઈ.

પછી તે બંને સાધુઓ બીજે વિહાર કરી ગયા. શેઠને એકે પુત્ર નહિ હોવાથી શેઠ અને શેઠાણી બંને ચિંતાતુર રહ્યા કરતા હતા પછી પુત્રને સારૂ કુલદેવીની આરાધના કરવા માટે કંકુ, કપૂર સુખડ અને ફૂલથી, તેની પૂજા કરવા લાગ્યા. એમ કરતાં કુલદેવી પ્રસન્ન થઈ. પ્રત્યક્ષ થઈને કહેવા લાગી કે 'હે શેઠ! તું જે માગે, તે હું તને આપું.' તે વખતે શેઠે પુત્રની માગણી કરી. ગોત્રદેવીએ વિચાર્યું કે આ શેઠે સાધુ પાસેથી પહેલુ જે વ્રત લીધું છે, તે બરાબર પાળે છે કે નહિ? તેની પરીક્ષા કરૂ.

એમ વિચારીને કુલદેવી કહેવા લાગી કે 'હે શેઠ! જો તારે પુત્ર જોઈતો હોય તો, એક જીવનુ બલિદાન મને આપ, તો હુ તને પુત્ર આપુ.' અને જો તેમ નહિ કરે તો તમને બંનેને વિઘ્ન આવશે. તે સાંભળી શેઠે કહ્યું કે 'તમે આમ કેમ બોલો છો? ઉત્તમ પુરુષ પોતે લીધેલા નિયમનો ભંગ કરે નહિ, અને મેં તો કોઈપણ જીવોને મારવા નહિ તેવો નિયમ લીધેલો છે, માટે મારે નિયમનો ભંગ કરીને પુત્ર જોઈતો નથી.'

તે સાંભળી દેવીએ કોપ કરીને, શેઠની સ્રીને ચોટલેથી પકડીને, તેને મારવા માટે તલવાર ઉગામી. સ્રી પણ રડતી રડતી કહેવા લાગી કે 'હે દેવી! મારી રક્ષા કરો! રક્ષા કરો!' તો પણ દેવીએ તે સ્રીનુ મસ્તક છેદી નાખ્યુ. વળી શેઠને કહેવા લાગી કે તને પણ આવી જ રીતે મારી નાખીશ. વળી કહ્યું કે 'હે દુષ્ટ! દુર્બુદ્ધિ! તારી વંશપરંપરાનો બલિ આપવાનો રિવાજ છે, તે નહિ આપવાનો તેં નિયમ શા માટે લીધો? માટે હવે પુત્રની વાત તો દૂર રહી, પણ તારે પોતાને જીવવાનો પણ સંદેહ છે. માટે કદાગ્રહ મૂકીને તું બલિદાન આપ!'

દેવીનાં આવા કડવા વચન સાંભળવાં છતાં પણ, શેઠ ક્ષોભ પામ્યો નહિ. અને દેવીને કહેવા લાગ્યો કે મરવું તો એક વાર છે જ માટે પછી મરીશ, તે કરતાં તું મને હમણાં જ મારી નાખ. પણ હુ નિર્દયી થઈને બલિદાન માટે જીવનો ઘાત તો નહિ જ કરૂ! શેઠની આવી દૃઢતા જોઈને, દેવી આનંદિત થઈને શેઠને તેમની પત્નિ જીવતી દેખાડીને

કહેવા લાગી કે 'હે શેઠ! તું ધન્ય છે! તું મહા સાહસિક અને પુણ્યવાન છે. તારૂ પહેલુ વ્રત તું બરાબર પાળે છે કે નહિ. તેની મેં પરીક્ષા કરી, તે સંબંધી મારો જે અપરાધ થયો હોય તેની ક્ષમા આપજે. તું મારો સાચો સાધર્મી ભાઈ છે, માટે તારા ઊપર ઉપકાર કરવો એ મારી ફરજ છે. તું જિનેશ્વરદેવની ભક્તિ કર, તેથી તને પુત્રની પ્રાપ્તિ થશે. તારે ત્યા જે પુત્ર જનમે તેનું નામ જિનદત્ત પાડજે.' એમ કહી દેવી અદૃશ્ય થઈ ગઈ.

કેટલાક દિવસ પછી શેઠની સ્ત્રીએ પુત્રને જનમ આપ્યો. શેઠે પુત્ર જનમનો મોટો મહોત્સવ કર્યો. સ્વજનોને જમાડ્યાં. અને દેવીના કહેવા મુજબ પુત્રનું જિનદત્ત નામ પાડવામાં આવ્યું. નિશાળે ભણી ગણીને, સર્વ કળાઓમાં પારંગત થયો. યૌવનવય પ્રાપ્ત થતાં જિનદત્તને શેઠે ઉત્તમ કુલની કન્યા પરણાવી. તે જિનદત્ત નિરોગી હતો. નિરંતર જિનેશ્વરદેવોની પૂજા વગેરે કરતો હતો. વળી પોતાના પિતાને બહુ જ વહાલો હતો.

એક વખત નગરની બહારના ઉદ્યાનમાં જ્ઞાની ગુરુ પધાર્યા. શેઠ પુત્ર સહિત વંદન કરવા ગયો ધર્મોપદેશ સાંભળ્યા પછી ચંદન શેઠે પૂછ્યુ કે 'મારો જિનદત્ત પુત્ર નિરોગી સુખી, સર્વને પ્રિય થવાનુ શું કારણ?' તે કૃપા કરીને કહો. તે વખતે ગુરુએ કહ્યું કે તારો પુત્ર આટલુ બધુ સુખ વગેરે ક્યા કારણથી પામ્યો તે કહુ છું તે તું સાંભળઃ

આ જ નગરમાં ધરણ નામનો એક વણિક રહેતો હતો, તેને સાધારણ નામે એક પુત્ર હતો. પિતા અને પુત્ર, બંને જણા દયાળુ હતા. તેમાંએ સાધારણ તો પાપ વગરનો જ

વ્યાપાર કરતો. હરણ, બકરાં, તેતર, ચકલી વગેરે પક્ષીઓને કોઈએ બાંધેલાં હોય તેમની પાસેથી છોડાવી મૂકાવતો. બંદીખાને પડેલા બંદીઓને પણ પોતાનુ દ્રવ્ય ખરચીને છોડાવતો હતો. કસાઈખાનેથી જાનવરો છોડાવી લાવતો. દેવ ગુરુ ધર્મના રંગે ખૂબ રંગાએલો હતો. શત્રુંજય તીર્થની તેને યાત્રા પણ કરી હતી. આયુષ્ય પૂર્ણ કરીને, કરેલા પુણ્યના યોગે દેવલોકમા દેવતા થયો. તેમાં ધરણાનો જીવ તે તમે પોતે જ છો, અને સાધારણનો જીવ તે તમારો પુત્ર જિનદત્ત છે. તે સુખી અને નિરોગી છે, તેનુ કારણ પૂર્વભવનું જે પુણ્ય ઉપાર્જન કરેલુ છે તે છે.

આ પ્રમાણે ગુરુના મુખે સાંભળવાથી, બન્ને જણાને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ. પોતાના પાછલા ભવો જોયા. વૈરાગ્ય ઉત્પન્ન થવાથી, સવિશેષ શ્રાવકધર્મ પાળવા લાગ્યા. પછી ગુરુને વંદન કરીને ઘેર આવ્યા. અનેક પ્રકારનાં પુણ્ય કીધાં. સુકૃત કાર્યો કર્યાં, સુપાત્રે દાન દીધાં, પાછળની અવસ્થામાં બંને જણાએ દીક્ષા લીધી. અંતિમ સમયે અનશન કરી, દેવલોકમાં દેવતા થયા. ત્યાંથી ચ્યવીને મનુષ્ય જનમ પામી, અનુક્રમે મોક્ષે જશે.

# મોહક શેઠની કથા

## ૧૨૬

મહીસાગર નામના નગરમા મોહક નામનો એક શેઠ રહેતો હતો. તેને મોહિની નામની એક સ્ત્રી હતી. તેની પાસે પુષ્કળ ધન હતું. વળી તેને લક્ષ્મી ઉપર એટલી બધી મૂર્છા હતી કે તે રાત અને દિવસ બહુ જ સાવધાન રહેતો હતો. કોઈ મારું ધન ઉપાડી જશે, એ ભયે તે નિધાનને ભોંયરામાં રાખી મૂકતો હતો. રાત્રે પૂરો ઉંઘતો પણ નહિ. કંજુસ તો એવો હતો કે પૈસા બચાવવાના લોભે કેટલાક દિવસ તો તે બીલકુલ જમતો જ નહિ. પરંતુ આખો દિવસ ધન ભેગું કરવા રખડયા જ કરતો હતો. તે મેલાં અને જાડાં કપડાં પહેરતો હતો. કોઇને દાન દેવાની વાત તો દૂર રહી, પરંતુ કોઇને ઉછીનુ પણ આપતો ન હતો.

શેઠની સ્ત્રી મોહિનીને એક પુત્ર થયો. તેનુ લક્ષ્મણ નામ પાડ્યું. તે છોકરો વિવેકી અને ઉદાર સ્વભાવનો હતો. તે ધર્મમાર્ગે અને ગરીબોને મદદ કરવાને પુષ્કળ પૈસા ખરચતો હતો. તેનો પિતા તેને કહેવા લાગ્યો કે 'હે વત્સ! ધન કાંઈ ફોગટ ભેગું થયુ નથી, મહા મહેનતે ઉપાર્જન થાય છે!' તે સાંભળી પુત્રે કહ્યું કે 'પિતાજી! ધન ઘણુંએ છે, તમે

ચિંતા કરશો નહિ.' તે વખતે પિતાએ કહ્યુ કે 'હે વત્સ! પાણીથી ભરેલું સરોવર પણ ઢોરો પી જતા સૂકાઈ જાય.' પછી પુત્રે કહ્યું કે 'જ્યાં સુધી આપણુ પુણ્ય પ્રબલ હોય, ત્યાં સુધી લક્ષ્મી કદાપિ ખૂટતી નથી.'

કહ્યું પણ છે કેઃ—

"જઈ સુપુત્ત તો ધન કાં સંચે, જો કુપુત્ત તો ધન કાં સંચે;
અચલરિદ્ધિ તો ધન કાં સંચે, જો ચલરિદ્ધિ તો ધન કા સંચે.–૧

लच्छी सहाय चवला, तत्थ चवलं च रायसम्माणं।
जीवोवि तत्थ चवलो, उवयार विलंवणा कीस ॥ २ ॥

અર્થાત્–લક્ષ્મીનો સ્વભાવ ચપલતાનો છે, તેથી વધારે ચપલ રાજસન્માન છે; જીવન પણ ચપલ છે, તો બીજા ઉપર ઉપકાર કરવામાં શા માટે વિલંબ કરવો જોઈએ."

માટે જેમ કૂવાનુ પાણી, ગાયનુ દૂધ વગેરે લેતાં છતાં વધે છે; તેમ દાન દેવાથી લક્ષ્મી પણ વધે છે. આ પ્રમાણે પુત્રે સમજાવવા છતાં, પણ શેઠ ધનનો મોહ મૂકતા નહિ. મનમાં સમજતા આ પુત્ર હજુ અણસમજણો છે.

એક વખત ચોર લોકો ઓરડામા ખાતર પાડી ધન લઈ ગયા. તે સાંભળી શેઠ બેભાન થઈ ગયા. રોવા બેઠો. જમવા પણ બેસે નહિ. પુત્રે કહ્યું કે 'પિતાજી! લક્ષ્મી અસાર અને ચપલ છે, માટે જમી લો.' ઘણું સમજાવી જમાડ્યા. બીજા વર્ષે શેઠની સ્ત્રી મોહિની મરણ પામી. તેણીના ગુણગણ સંભાળીને શેઠ રોવા લાગ્યા. તે દુઃખે શેઠ પણ મરણ પામ્યો.

એકદા શ્રુતકેવલિ સાધુ નગરના ઉધાનમાં પધાર્યા. તેઓને

વંદન કરીને લક્ષણે પૂછ્યું કે 'હે પૂજ્ય! મારા પિતાજી મરીને ક્યાં ગયા હશે?' ગુરુ બોલ્યા 'હે વત્સ! તારો પિતા મોહના વશે કરીને એકેંદ્રિય પૃથ્વીકાયમાં ઉત્પન્ન થયો છે. ત્યાથી અપકાય, તેઉકાય, વાઉકાય અને વનસ્પતિકાયમાં અનુક્રમે ઉત્પન્ન થઈ ઘણો સમય સંસારચક્રમાં પરિભ્રમણ કરશે. તે વાત સાંભળીને વૈરાગ્ય પામીને, લક્ષણે દીક્ષા લીધી. નિરતિચારપણે ચારિત્ર પાળી, મરીને દેવલોકમાં દેવતા તરીકે ઉત્પન્ન થયો.

લક્ષ્મી ઊપર બહુજ મોહ રાખનાર માણસ મોહક શેઠની માફક મરણ પામીને પૃથ્વીકાય વગેરે એકેંદ્રિયપણે ઉત્પન્ન થાય છે, અને તેને સારા માર્ગે વાપરનાર લક્ષણની માફક ઉત્તરોત્તર સુખો ભોગવીને અંતે મોક્ષસુખ પામે છે. માટે કલ્યાણની ઇચ્છાવાળા મનુષ્યોએ મળેલી લક્ષ્મીનો બને તેટલો સારા માર્ગે ઉપયોગ કરવો જોઇએ. એ આ કથાનો સાર છે.

# શૂર અને વીરની કથા

## ૧૨૭

રાજગૃહી નગરીમાં એક શૂર અને બીજો વીર એ નામના બે ગૃહસ્થો હતા. બંને જણા બચપણમાં એક જ ગુરુની પાસે ભણ્યા હતા. મોટા થતાં શૂરને નાસ્તિક લોકોની સોબત થવાથી તે કદાગ્રહી, ધર્મનો ઉત્થાપક અને પોતાને જ જગતમાં ડાહ્યો માનતો હતો. લોકોની શિખામણ તે માનતો નહિ.

એક વખત કોઈ સુદત્ત નામના ચાર જ્ઞાનવાળા ગુરુ ત્યાં પધાર્યા. તેમને વંદન કરવા વીર તથા ધર્મના અર્થી માણુસો ગયા. શૂર તો અભિમાનથી ગુરુ ઉપર અદેખાઈ રાખતો ત્યાં આવ્યો. ગુરુને કહેવા લાગ્યો કે 'તમે લોકોને શા માટે છેતરો છો ? જો તમારામાં શક્તિ હોય તો મારી સાથે વાદ કરો.' તે સાંભળીને ગુરુનો એક શિષ્ય તેને કહેવા લાગ્યો કે 'અરે મૂર્ખ ! સર્વજ્ઞ જેવા મારા ગુરુની સાથે તું શું વાદ કરવાનો હતો ? હુ જ તારો અહંકાર ઉતારીશ.'

પરન્તુ સભ્ય, સભાપતિ, વાદી અને પ્રતિવાદી, એ ચારે હોય તો વાદ કરૂ. શૂરે પણ તે કબૂલ કર્યું. તે પછી

બીજા દિવસે સભામાં બન્ને જણે વાદ શરૂ કર્યો. ત્યાં શૂરે કહ્યું કે શરીરમાં આત્મા સિવાય બીજો કોઈ જીવ નથી. અને જો જીવ નથી તો ધર્મ પણ નથી. જો ધર્મ નથી તો પરલોક પણ નથી. જેમ ગામ વિના સીમ ન હોય, સ્ત્રી વિના પુત્ર ન હોય, તેમ જાણી લેવું.

વળી જો આકાશના પુષ્પની માફક કાંઈ જ નથી. તો જીવ ક્યાં છે? કે જે સુખ દુઃખ પામે છે એમ માનીએ. તેથી તપ જપ કષ્ટ ક્રિયા જે કાંઈ કરીએ તે સર્વ ફોગટ જાણવું. આ પ્રમાણે શૂરે પોતાનો પક્ષ સ્થાપ્યો.

શિષ્યે ઉત્તર આપતાં કહ્યું કે હે શૂર! તું જે કહે છે, કે જીવ નથી તો હું સુખી છું, દુઃખી છું, એ વાતનો જાણનારો કોણ છે? જો તારા માનવા પ્રમાણે જીવ જ નથી તો પછી પિતા વગેરે વડીલોનાં નામ પણ તારે દેવાં ન જોઈએ. તથા ક્રોધ, આનંદ, શોક, ભૂખ તરસ વગેરેની જે લાગણી થાય છે તે આત્માને જ થાય છે. વળી એક સુખી, એક દુઃખી, એક રાજા, એક ચાકર, ઇત્યાદિ સારા ખોટા દેખાય છે; તે સર્વ પોતપોતાના કર્મે કરીને જ દેખાય છે. ધર્મનાં ફલ અહીં જ દેખાય છે, તે માટે ધર્મ પણ છે. પરલોક છે અને સર્વજ્ઞ પણ છે: માટે તું કદાગ્રહ છોડી દે. આ પ્રમાણે જવાબ આપીને શૂરને જીતી લીધો.

રાજાએ શિષ્યની પ્રશંસા કરી અને શૂરને રાજાએ કહ્યું કે હે પાપી! તું પાપને નથી માનતો અને સદાચારને પણ નથી માનતો તો પછી નીતિ ક્યાં જ રહી. એમ કહી

રાજાએ તેને પકડ્યો.' તેને શિષ્યે છોડાવ્યો. પછી શૂરને પોતાના નગરમાંથી કહાડી મૂક્યો. બીજો વીર તો સન્માર્ગે ચાલતો હતો, તથા પુણ્ય પાપને માનતો હતો. તે રાજાનો માનીતો થયો. ધર્મની આરાધના કરીને, મરીને દેવતા થયો. ત્યાંથી ચ્યવીને મનુષ્ય જનમ પામીને મુક્તિએ જશે.

આ કથાનો સાર એ છે કે જે માણસો ધર્મ માર્ગે ચાલે છે તે માણસો વીરની માફક સુખી થાય છે. જે માણસો અધર્મ માર્ગે ચાલે છે તે માણસો શૂરની માફક દુઃખી થાય છે.

# અભયકુમારની કથા

## ૧૨૮

મગધદેશમાં શ્રેણિક રાજા રાજ્ય કરતો હતો. તેનો મુખ્ય પ્રધાન પોતાનો પુત્ર અભયકુમાર હતો. તે મહા બુદ્ધિશાળી હોવાથી, પિતાના રાજયની આબાદી વધારતો હતો. શ્રેણિકે તેને રાજ્ય આપવા માંડયું. પરન્તુ પાપના ભયથી તે તેણે લેવાની ના પાડી.

એક વખત પ્રભુ શ્રીમહાવીર ઉદ્યાનમાં સમોસર્યા. તે વખતે અભયકુમારે વંદન કરીને પૂછયુ કે ' હે સ્વામી ! છેલ્લો સાધુ કયો રાજા થશે ? ' પ્રભુએ કહ્યું કે ' ઉદાયિ રાજા છેલ્લો સાધુ થશે.' પોતાના પિતા શ્રેણિક રાજ્ય મૂકી દીક્ષા લેતા નથી. તેથી વિચાર્યું કે જો હું મારા પિતાની આજ્ઞાથી રાજ્ય લઈશ તો મારાથી પણ દીક્ષા લેવાશે નહિ. પરન્તુ મારા પિતાએ મારી પાસેથી વચન લીધેલું છે કે ' મારી આજ્ઞા વિના તારે કાંઇ પણ જવું નહિ.' તેનો શો ઉપાય કરવો ?

માહ મહિનાની એક સંધ્યાએ ચેલણા રાણીએ સરોવરની પાળ ઉપર એક સાધુને કાઉસગ્ગધ્યાને ઊભા રહેલા દીઠા. તે વખતે રાણીએ વિચાર્યું કે આ સાધુ આવી ઠંડીમાં રાત કેવી રીતે વીતાવશે ? આ વિચારમા ને વિચારમાં ઘેર

આવી રાત્રિએ શૈયામાં સૂતી. તે વખતે પોતાનો હાથ સોડની બહાર રહી ગયો, ને ઉંઘમાં બોલી કે 'તેઓનુ શું થતું હશે?.'

રાજા શ્રેણિકે આ શબ્દો સાંભળી વિચાર કર્યો કે મારૂં આખું અંતઃપુર દુરાચારી છે. પરોઢીએ અભયકુમારે આવીને રાજાને પ્રણામ કર્યો. તે વખતે શ્રેણિકે કહ્યું કે અંતઃપુરને બાળી નાખ. એવી આજ્ઞા આપીને પોતે પ્રભુ મહાવીરને પૂછવા ગયો. પાછળથી અભયકુમારે વિચાર્યું કે અંતેઉરમાં તો ચેલણા વગેરે મહાસતીઓ છે, માટે સળગાવી દેવાય નહિ. એમ વિચારીને એક જૂની હસ્તિશાલા હતી, તેને આગ લગાડીને પોતે પ્રભુ શ્રીમહાવીરના સમવસરણ ભણી ચાલ્યો.

અહીં શ્રેણિકે પ્રભુને પૂછ્યુ કે 'હે ભગવન્! મારી સ્ત્રી ચેલણા સતી છે, કે અસતી છે?' પ્રભુએ કહ્યું કે 'ચેડા મહારાજાની સાતે પુત્રીઓ સતી છે.' તે સાભળી શ્રેણિક પાછો વળ્યો. રાજમહેલમાં આગ બળતી દીઠી. માર્ગમાં અભયકુમાર મળ્યો. રાજાએ તેને પૂછ્યુ કે 'અંતેઉરને આગ લગાડી?' અભયે કહ્યું કે 'હા સ્વામી! આગ લગાડી.' તે વખતે શ્રેણિકે કહ્યું કે 'તું તેમાં કેમ ન બળ્યો? તું મારાથી દૂર જતો રહે' અભયકુમારને પિતાનો આદેશ મળી જવાથી તરત જ પ્રભુ શ્રીમહાવીરના સમવસરણમા પહોંચી ગયો. પ્રભુ શ્રીમહાવીરની પાસે દીક્ષા પણ લઈ લીધી. રાજા શ્રેણિક પણ જૂની હસ્તિશાળા બળતી જોઈને ફરી સમવસરણ ભણી ચાલ્યો. રાજા શ્રેણિક આવ્યો તે પહેલાં તો અભયકુમાર દીક્ષા લઈને સાધુઓના સમુદાયમાં જઈને બેઠા હતા. અભયકુમાર નિરતિચાર ચારિત્ર પાળી, કાળ પામીને, સર્વાર્થસિદ્ધ વિમાને પહોંચ્યા. ત્યાંથી મનુષ્યજનમ લઈને મોક્ષે જશે.

# કમલશેઠની કથા

## ૧૨૯

'પુન્યની ઇચ્છાવાળા માણસે થોડો પણ નિયમ જરૂર ગ્રહણ કરવો જોઇએ. થોડો પણ લીધેલો નિયમ કોઈક સમયે બહુ જ લાભ આપે છે'

શ્રીપુર નામના એક સુંદર શહેરમાં શ્રીપતિ નામનો એક શેઠ રહેતો હતો. તે શેઠે શ્રાવકનાં બાર વ્રતો ધારણ કરેલાં હતાં. તે ન્યાયથી જ ધન પેદા કરતો હતો. વળી તે મોટા લોકોમાં પ્રીતિ પાત્ર હતો. તે શેઠને ઉત્તમ શીલવાળી સુંદરી નામની ધર્મપત્નિ હતી. આ દંપતીને કમલ નામનો એક પુત્ર હતો.

કમલ પિતાથી ઉલટા ગુણવાળો હતો. તે લાજ રહિત, ધર્મથી વિમુખ, ખાઉધરો અને દોઢડાહ્યો હતો. સાધુજનોની તે નિંદા કરતો હતો અને પરમાત્માની સ્તુતિને તે મિથ્યાપ્રલાપ સમાન માનતો હતો.

એક વખતે શ્રીપતિ શેઠે પુત્રને ખાનગીમાં શિખામણ આપી

बाहत्तरी कला पंडिआवि, पुरिसा अपंडिया चेव।
सव्वकलाणवि-पवरं, जे धम्मकलं न याणंति ॥ १ ॥

"હે પુત્ર! સર્વ કલાઓમાં ઉત્તમ એવી ધર્મકલાને જે પુરૂષ જાણતો નથી, તે પુરૂષ બહોતેર કળાઓમાં પંડિત હોય તો પણ મૂર્ખ સમાન જ છે."

तुल्लेवि माणुसत्ते, केइ सुही दुक्खिया य जं अन्ने।
तं निउणं परिचिंतसु, धम्माधम्मफलं चेव ॥ २ ॥

"મનુષ્યપણુ સરખુ હોવા છતા, કેટલાક સુખી અને કેટલાક દુઃખી દેખાય છે, તે ધર્મ અને અધર્મનું જ ફલ જાણવું."

પિતાનો આ ઉપદેશ સાંભળીને તે પિતાને ઉલટો તિરસ્કારપૂર્વક કહેવા લાગ્યો કેઃ—"પિતાજી! જીવ ક્યાં છે? ધર્મ અને અધર્મ શું? સ્વર્ગ અને નરક શું? મોક્ષ ક્યાં છે? આ બધુ આકાશને પકડવા સમાન, ઘોડાને શિંગડા સમાન હોવાથી મિથ્યા છે અને આ ભવમાં મળેલા સુખથી વંચિત કરનાર છે. તપ કાયક્લેશ સમાન છે, સંયમ તે સ્વતંત્રતાનું ઘાતક છે અને ખાવા-પીવાનો નિયમો લોકોને છેતરવારૂપ છે." આ પ્રમાણે કહીને તે ચાલ્યો ગયો.

એક વખત તે શહેરમાં શંકર નામના એક ઉત્તમ ગુણવાન આચાર્ય પધાર્યા. શ્રીપતિ શેઠ ગુરુ મહારાજને વંદન કરવાને માટે, પોતાના કુટુંબ પરિવાર સાથે ગયો. ગુરુ મહારાજને વંદન કરીને ધર્મોપદેશ સાંભળ્યો.

શ્રીપતિ શેઠે વંદન કરીને ગુરુમહારાજને કહ્યું કે:–" હે પૂજ્ય! મારો પુત્ર વિવેક વગરનો છે અને ધર્મથી બીલકુલ વંચિત છે, અને દુર્જન માણસોમાં અગ્રેસર છે. માટે કૃપા કરીને ઉપદેશ આપીને ધર્મના રાગવાળો કરો."

ગુરુ મહારાજે કહ્યુ કે:–" જો તે મારી પાસે આવશે તો હુ તેને યથાશક્તિ બોધ આપીશ."

શ્રીપતિ શેઠ ત્યાંથી પોતાના ઘેર ગયો અને જમીને આરામ લેવા માટે પોતાના આંગણામાં જ સૂઈ ગયો. તે જ વખતે જુગારમાં હારીને આવેલો કમલ ઘરમાંથી પૈસા લેવાને ઘેર આવ્યો.

પોતાને જોઈતું ધન લઈને તે ઘરમાંથી નીકળતો હતો, તે વખતે હેતથી પિતાએ તેને બોલાવીને કહ્યું કે:–" પુત્ર! નજીકના ઉદ્યાનમાં શ્રીશંકરાચાર્ય નામના વિદ્વાન આચાર્ય પધાર્યા છે, તેઓ ખાસ વંદન કરવા લાયક છે. ગુણવાનની સેવા મહાન ફલને આપનાર થાય છે."

આ વાત સાંભળી કમલ કાંઈ પણ જવાબ આપ્યા વગર ઘરની બહાર નીકળી ગયો, અને જુગારીઓ સાથે વેશ્યાને ત્યાં ગયો પછી નવરાશ મળતાં તેણે વિચાર કર્યો કે–" પિતાએ જે આચાર્યને બહુ વંદન કરવા લાયક કહ્યા છે, તેમની પાસે આ નવરાશના સમયે જઈ આવું." આ પ્રમાણે વિચાર કરીને કુતૂહલની ખાતર તે કમલ આચાર્ય પાસે ગયો, અને બનાવટી પ્રેમ દેખાડતો તેમને વંદન કરીને તેમની સામે ઊભો રહ્યો.

આચાર્ય મહારાજે તેને ઓળખીને પૂછ્યુ કેઃ–"તું શ્રીપતિ શેઠનો પુત્ર કમલ છું."

કમલે કહ્યુ કે–"હા! હું કમલ છું."

આચાર્યે કહ્યું કે–"મારા મુખ સામે બરાબર ધ્યાન દઈને સિદ્ધાંતના ઉપદેશને સાંભળ."

કમલે કહ્યું કે–"હું સાંભળીશ."

પછી વિનયપૂર્વક તે સાંભળવા બેઠો. એક પહોર (દોઢ કલાક) સુધી ગુરુએ તેને ધર્મના તત્ત્વોનો ઉપદેશ આપીને પૂછ્યુ કે–"તેં બરાબર સાભળ્યુ? તું શું સમજ્યો?"

કમલે કહ્યું કે–"ભગવન્! કાંઈક સમજ્યો, કાંઈક ન સમજ્યો."

આચાર્યે કહ્યું કે–"શા કારણથી એમ થયુ?"

કમલે કહ્યુ કે–"પૂજ્ય! આપ જ્યારે તત્ત્વોને કહેતા હતા, ત્યારે આપના ગળાનો હઈડીઓ એકસોને આઠ વખત ઉચો નીચો થયો તે મેં ગણ્યો, પરંતુ ચમર, અમર, ભ્રમર, તોમર વગેરે શબ્દો કે જે ગળાથી બોલાય છે તે આપ બહુ ઉતાવળથી બોલતા હતા, ત્યારે હઈડીઆનુ ચલન મારાથી ગણી શકાયુ નથી."

આચાર્યે વિચાર્યું કે–"અહો! આ ખરેખર કુત્સિત માણસ દેખાય છે. મારા જેવા હિતચિંતકની પણ તે મશ્કરી કરે છે." આ પ્રમાણે વિચાર કરીને ગુરુ મહારાજ ચૂપ થઈ ગયા.

કમલ પણ જેવો આવ્યો હતો તેવો ચાલ્યો ગયો.

અને 'આ વૃદ્ધની ઠીક મશ્કરી કરી' એમ લોકોમાં કહેવા લાગ્યો.

તેના પિતાએ પણ લોકો પાસેથી આ વૃત્તાંત જાણ્યો, અને તે બહુ દિલગીર થયો.

કેટલાક સમય પછી શીલસાગર નામના બીજા આચાર્ય નગરના ઉદ્યાનમાં પધાર્યા. લોકોની પાસેથી તેમના આવવાની વાત સાંભળીને પિતાની પ્રેરણાથી તેઓની પણ મશ્કરી કરવા માટે મોટા સમુદાય સાથે કમલ આચાર્ય મહારાજ પાસે ગયો.

પહેલા આવેલા આચાર્યની હાંસી કરેલી વાત તેઓએ સાંભળી હતી. તેથી તે આવ્યો કે તરત જ પહેલા આવેલા શ્રોતાઓ પાસેથી 'આ તે જ કમલ છે' એવો નિશ્ચય ગુરુ મહારાજે કરી લીધો.

કમલે ગુરુને વિધિ સહિત વંદન કર્યું, તેથી ધૂર્તોમાં મુખ્ય પણ હૃદયનો ભોળો હોવાથી આ ઉપદેશને લાયક છે એમ માનતા તે આચાર્યે સરસ્વતીના પગમાં રહેલા મણિના નૂપુર જેવી મધુર વાણી વડે તેને બોલાવ્યો કે–"અહો કમલ! ધર્મમાર્ગમાં તું કુશલ વર્તે છે ને?"

કમલ પણ જાણે અંતરમાં ભક્તિભાવ ભરેલો હોય તેમ મસ્તક નમાવીને મધુર સ્વરે બોલ્યો કે "દેવગુરુના પ્રસાદથી કુશલ છે."

આચાર્યે તેને કહ્યું કે–"તારે નીચું મુખ રાખીને જમીન સામે જોઈને મારા ઉપદેશનો સાર સારી રીતે વિચારવો."

કમલ પણ તે પ્રમાણે નીચી દૃષ્ટિ રાખીને બેઠો. ગુરુએ

ઘણા લાંબાકાળ સુધી ઉપદેશ આપ્યો. પછી કમલને પૂછ્યું કે–"કેમ શું સમજ્યો ?"

કમલે કહ્યું કે–"આ પાસે રહેલા કીડીના દરમાંથી વારા ફરતી એકસો ને દશ કીડી બહાર નીકળી તે મેં ગણી. પરંતુ જ્યારે તેઓ એક સાથે સમૂહમાં નીકળતી ત્યારે હું તેને ગણી શકતો નહિ; તેથી મારો મનોરથ પૂરો નહિ થવાથી હું દુઃખી થઈને બેઠો છું."

કમલનાં આ પ્રમાણેનાં વચન સાંભળીને પોતાનું બધું લુટાઈ ગયું હોય તેમ ખિન્ન મુખવાળા થઈ આચાર્ય વિચારવા લાગ્યા કેઃ–"આ બિચારો અપાત્ર છે, તેથી તેણે કાંઈ ન જાણ્યું." પછી કમલ તે સ્થળેથી ચાલ્યો ગયો.

ત્યારપછી ત્યાં ઘણા આચાર્યો તે નગરમાં આવતા પણ તેને કોઈ બોલાવતા નહિ, તેથી પોતાને પંડિત માનતો ગર્વયુક્ત કમલ સ્વેચ્છાપૂર્વક નગરમા ફરતો હતો.

એક વખતે એક મહા બુદ્ધિશાળી આચાર્ય તે નગરના ઉદ્યાનમાં પધાર્યા તેઓએ કમલનો બધો વૃત્તાંત લોકો પાસેથી સાંભળ્યો. તે ઉપરથી 'મારે તેને અવશ્ય પ્રતિબોધ કરવો' એમ તેમણે મનમાં નિશ્ચય કર્યો.

આચાર્ય મહારાજને વંદન કરવા માટે શ્રીપતિ શેઠ આવ્યા. તેમને સૂરિ મહારાજે કહ્યું કે–"હું તમારા પુત્રને જરૂર પ્રતિબોધ કરીશ."

આ પ્રમાણે સાંભળીને દિનતાપૂર્વક શેઠ બોલ્યા કેઃ "ભગવન્ ! તેને બોધ આપવો નકામો છે ! આપના કેટલી-

આમાં હાથ નાખવાની કશી જરૂર નથી. તે મારો પુત્ર દુરાત્મા છે, ઉપદેશને યોગ્ય નથી."

ગુરુએ કહ્યું કે-"પહેલાના બે આચાર્યોની થએલી આશાતનાથી તમે આ પ્રમાણે બોલો છો, પરંતુ તમે બીક રાખશો નહિ. જો ભવિતવ્યતા અનુકૂળ થઈને સહાય કરશે, તો હું જરૂર તમારા પુત્રને ધર્મમાં સ્થાપન કરીશ."

ગુરુનો આવો નિશ્ચય સાંભળીને શેઠ ઘેર ગયા અને કમલને આચાર્ય પાસે મોકલ્યો. આચાર્ય પાસે આવીને કમલ નમસ્કાર કરીને બેઠો.

બુદ્ધિશાળી આચાર્ય પણ પ્રથમથી પૂછેલી હકીકત વડે 'આ તે જ શ્રેષ્ઠિપુત્ર કમલ છે' એમ જાણીને તેને ઉદ્દેશીને બોલ્યા કે "અહો! કમલ! આમ આવ. કામશાસ્ત્રનું રહસ્ય તું જાણે છે?"

કમલે કહ્યું કેઃ-"હું શું જાણું? આપ પૂજ્ય કૃપા કરીને થોડું રહસ્ય સમજાવો."

આચાર્યે કહ્યું કે-"પ્રથમ તો કામરસના અર્થી પુરુષે સ્ત્રીના ગુણો જાણવા જોઈએ. ગુણોમાં પણ ભાવનું સ્વરૂપ પ્રધાન છે." કહ્યું છે કે-"વ્યભિચારીણી સ્ત્રી આકારથી, કુટિલ વાણીથી અને કોઈક સ્મિતથી કામીજનોના મનને વશ કરે છે અને કોઈક અતિ સુકોમળ એવો પોતાના અંગમાં રહેલો કામનો ભાવ-કાચના ડાબડામાં રહેલા કમળની જેમ-પ્રત્યક્ષ બતાવી આપે છે."

"વળી સ્ત્રીઓની આઠ અવસ્થા કહેલી છેઃ (૧) સ્વાધિનપતિકા, (૨) પ્રોષિત ભર્તૃકા, (૩) ખંડિતા, (૪)

કલહાંતરિતા, (૫) વાસકશય્યા, (૬) વિરહોત્કંઠિતા, (૭) વિપ્રલબ્ધા અને (૮) અભિસારિકા.* આ આઠમા છેલ્લી ત્રણ અવસ્થા પરસ્ત્રી સંબધી છે."

આ પ્રમાણેની કામશાસ્ત્રની કથાથી કમલનુ મન બહુ જ આકર્ષાયુ અને તે બોલ્યો કે-"ભગવન્! બીજો કોણ આવું કહેવા સમર્થ છે? પ્રથમ આવેલા આચાર્યોનો વાણીવિલાસ રસ વગરનો હતો, પરંતુ આપણા વચન રૂપી અમૃતરસથી મારૂં મન રૂપી વૃક્ષ બહુ આનંદિત થયુ છે. હવે હું હમેશાં આપને વંદન કરવા આવીશ."

આ પ્રમાણે નિશ્ચય કરીને કમલ પોતાના ઘેર ગયો. પછી કોઈ વખત અર્થ કથા વડે, કોઈ વખત ઇંદ્રજાળના વિનોદ વડે, કોઈ વખત સમસ્યાદિ ટુંકી વાર્તાઓ વડે કમલને વિનોદ કરાવતાં એક મહિનો થઈ ગયો. માસ પૂરો થયો અને વિહારનો સમય નજીક આવ્યો, એટલે ઘણા શ્રાવકો વ્રત નિયમાદિ ગ્રહણ કરવા માટે ગુરુ મહારાજ પાસે આવવા લાગ્યા.

કમલ પણ વિનયપૂર્વક ગુરુ પાસે આવ્યો. ગુરુએ તેને કહ્યું કે-"ભાઇ! હવે અમે વિહાર કરીએ છિએ તેથી કાઇક નિયમ ગ્રહણ કર. સર્વ પુરુષાર્થોમા ધર્મ મુખ્ય પુરુષાર્થ છે. તે ધર્મ સંયમથી સાધ્ય કરી શકાય છે અને સંયમ વ્રત, નિયમ ધારણ કરવાથી સાધી શકાય છે."

---

* સ્ત્રીઓની અવસ્થાઓ તથા જૂદી જૂદી જાતિઓ વગેરેનુ વિસ્તૃત વર્ણન જૈનાચાર્ય નર્બુદાચાર્ય વિરચિત 'કોકશાસ્ત્ર'મા વિસ્તારથી આપેલુ છે.

ઉત્તર દેવામાં ચતુર કમલે તરત જ કહ્યું કે–"મહારાજ! મેં તો ઘણા નિયમો ગ્રહણ કરેલા છે, તે આ પ્રમાણેઃ-(૧) બેસીને સૂવું, ઊભા ઊભા ઉંઘવુ નહિ, (૨) પોતાની ઇચ્છાથી મરવું નહિ, (૩) રાંધેલુ ભોજન ખાવું, કાચલા-ઇંટ વગેરે ન ખાવુ, (૪) દૂધમાં આકડાનુ અને થોર વગેરેનુ દૂધ ન પીવું, (૫) આખું નાળીએર મોઢામાં નાંખવું નહિ, (૬) પારકું ધન ગ્રહણ કર્યા પછી ઘણો ક્લેશ થયા વગર આપવું નહિ વગેરે."

ગુરુ મહારાજે કહ્યું કે–"ભાઈ! આ હાંસીનો વખત નથી, માટે કાઇક તો નિયમ રૂપી રત્નો અમારી પાસેથી જરૂર ગ્રહણ કર."

કમલે કહ્યુ કે–"સ્વામિન્! આપશ્રીનો જો બહુ જ આગ્રહ છે, તો અમારા પાડોશી વૃદ્ધ કુંભારની હમેશાં ખીલેલા બિલ્વપત્ર જેવી તાલ જોયા પછી જ હું ભોજન કરીશ, અન્યથા ભોજન કરીશ નહિ."

આચાર્ય મહારાજે સર્વની સાક્ષીએ તેને તે નિયમ દૃઢતા પૂર્વક ગ્રહણ કરાવીને તે સ્થળેથી વિહાર કર્યો.

કમલ તે લીધેલો નિયમ કાંઈક લોકલાજથી, કાંઈક વચન ભંગથી થતા પાપની બીકથી અને કાંઇક ગુરુ મહારાજના સંસર્ગથી ઉત્પન્ન થએલી શ્રદ્ધાથી બરોબર પાળવા લાગ્યો. એક દિવસ કોઈ કાર્યપ્રસંગે રાજદરબારમાં તેને બપોર સુધી રોકાઈ રહેવું પડ્યું. ત્યાંથી છૂટીને તે ઘેર આવ્યો, અને જમવા બેઠો.

તે ખાવાની તયારી કરતો હતો; તેવામાં તેને પોતાનો તે નિયમ યાદ આવ્યો. તરત જ તે ઊભો થયો, અને ઘરના ઊપરના ભાગમાં ચઢીને તે કુંભારને જોવા લાગ્યો. ત્યાં તેણે કુંભારણને જોઇ; એટલે ' અંતિક કુંભાર કયા ગયો છે ? ' એમ પૂછ્યુ. તેણે ' માટી લેવા ખાણે ગયા છે ' એમ કહ્યું.

એટલે કમલ પણ ખાણે ગયો. તે વખતે કુંભારને ભૂમિમાંથી નિધાન પ્રાપ્ત થયું હતું. તેને તે બહાર કાઢતો હતો. તેવામાં તેની તાલ દેખીને કમલ ઉંચે સ્વરે બોલ્યો કે—" દીઠું ! દીઠું " એટલે કુંભારને ભય લાગવાથી બહાર નીકળી ઘેર જતા કમલના પગમાં પડીને પ્રણામપૂર્વક કહ્યું કે—" સ્વામિન્ ! જીવાડો ! જીવાડો ! તાણીને મોટા અવાજે કાંઇ બોલશો નહિ. આ નિધિમાંથી અડધુ અથવા તો બધું તમે લઈ લેજો."

ધૂર્તોમાં શિરોમણિ કમલે આ પ્રમાણે પરમાર્થ જાણ્યા પછી તેને વારંવાર બીવરાવીને પ્રાયઃ આખો નિધિ પોતે લઈ લીધો. અનુકંપાથી માત્ર થોડું દ્રવ્ય તે કુંભારને આપ્યુ. ' ચોરના નસીબમાં બહુ દ્રવ્ય હોતું નથી. '

પછી ઘેર આવીને જમીને કમલ સૂઈ ગયો. બીજા દિવસે સવારે ઉઠયો, ત્યારે સ્વચ્છ બુદ્ધિવડે તે વિચારવા લાગ્યો કે—" માત્ર મશ્કરી કરવા માટે હસવા જેવો લીધેલો નિયમ પણ મને સફળ થયો. ખરેખર ! જ્ઞાની ગુરુએ આવો નિયમ આપીને અન્ય વ્રતાદિ ગ્રહણ કરવામાં મને નિશ્ચળ કર્યો છે. સુકૃત્ય તો આલોકમાં પણ ફળ આપનાર થાય છે,

તેથી તે જ મારા ગુરુ છે. તેમના મુખકમળથી ઉચ્ચારાયેલ શુદ્ધ ધર્મનુ જ મને શરણ છે."

આ પ્રમાણે સમજીને તે ગુરુ તરફ કમલની બુદ્ધિ વિશેષ ખેંચાણી, તેથી તે ગુરુ પાસે જઈને વિજ્ઞપ્તિ કરી તે પોતાના નગરમાં આગ્રહથી તેડી લાવ્યો. અને તેમની પાસેથી બારવ્રત રૂપ શ્રાવકધર્મ તેણે અંગિકાર કર્યો. ગુરુના ચરણકમલની તેણે બહુ આદરથી સેવા કરી અને ગ્રહણ કરેલ ધર્મને સારી રીતે પાળીને અનુક્રમે તે કમલ સ્વર્ગે ગયો, અને ત્યાંથી ચ્યવીને મોક્ષપદને પ્રાપ્ત કરશે.

નાનો સરખો પણ નિયમ પાળવાથી કમલ સુખી થયો માટે દરેક માણુસે જીંદગીમાં એકાદ નિયમ પણ લેવો જોઈએ, અને તે નિયમને જીવનના અંત સુધી પાળવો જોઈએ. નિયમનું પાલન કરનાર માણસો સુખી થાય છે અને અંતે મોક્ષે જાય છે. એ આ કથાનો સાર છે

## રોહકની કથા

### ૧૩૦

"બુદ્ધિમાન મનુષ્યની મોટી ભક્તિથી આરાધના કરવી, પણ તેને છંછેડવો નહિ."

માલવદેશમાં ઉજ્જયિની નામની નગરીની નજીક એક નટોનું ગામ હતું. ત્યાં ભરત નામનો નટ રહેતો હતો. તેનો રોહક નામનો પુત્ર હતો. તેની માતા મરી જવાથી, અને રોહક નાની ઉંમરનો હોવાથી; ભરત બીજી સ્ત્રી પરણ્યો. તે સ્ત્રી રોહકને બરાબર ખાવા, પીવા આપતી ન હતી.

રોહકે પોતાની અપર માતાને કહ્યું કે "હે માતાજી! તમે મને બરાબર ખાવાપીવા આપતા નથી, તો તેના ફળ તમારે ભોગવવા પડશે." તે સ્ત્રીએ કહ્યું કે: "અરે રોહક! તું શું કરવાનો હતો?" રોહકે કહ્યું કે: "હું તો એવું કરીશ કે, જેથી તું આવીને મારે પગે પડીશ." આમ કહ્યા છતાં તેની અવજ્ઞા કરીને, તે સ્ત્રી ચૂપ રહી. રોહક પણ તે દિવસથી અપર માતાને બરાબર શિખામણ આપવાનો પ્રસંગ શોધવા લાગ્યો.

એક દિવસ રાત્રે અચાનક તે પોતાના પિતાને કહેવા

લાગ્યો કેઃ "પિતાજી ! દોડો ! દોડો ! આ કોઈ પુરુષ નાસીને ચાલ્યો જાય છે." આ પ્રમાણે રોહકનું વચન સાંભળીને, તેના પિતાના મનમાં શંકા પડી કેઃ–"ખરેખર ! મારી સ્ત્રી દુરાચારી હોવી જોઇએ." આ પ્રમાણે શંકા ઉત્પન્ન થવાથી, તેનો તેણીની ઉપરનો રાગ શિથિલ થઇ ગયો. ત્યારથી તે તેની સાથે ખપપૂરતું જ બોલતો હતો. પુષ્પ, તાંબુલાદિ પણ તેને આપતો ન હતો. કોઈ પણ ખાનગી વાત તો તેને કહેતો જ નહોતો.

તે સ્ત્રીએ આ પ્રમાણેનું પતિનુ વર્ત્તન દેખીને વિચાર કર્યો કેઃ "ખરેખર ! આ બધુ આ બાળકનું જ ચેષ્ટિત દેખાય છે. નહિતર મારામાં કોઇપણ જાતનો દોષ નહિ હોવા છતાં મારા પતિ મારાથી વિમુખ શા માટે થઈ જાય ?"

પછી તેણીએ રોહકને કહ્યું કેઃ "હે વત્સ ! તેં આ શું કર્યું કે જેથી તારા પિતાજી મારાથી વિમુખ થઈ ગયા છે ?" રોહકે કહ્યું કેઃ "તું મને સારી રીતે ખાવા પીવા કેમ આપતી નથી." તેણીએ કહ્યુ કેઃ "હવેથી હું તને સારી રીતે ખાવા પીવા, પહેરવાને આપીશ." રોહકે કહ્યું કેઃ "સારૂ ! તમે ખેદ કરશો નહિ." મારા પિતાજી તમારી સાથે પ્રથમની જેમ જ વર્ત્તન રાખશે તેવું કરી દઇશ." ત્યાર-પછી તે સ્ત્રી રોહકને સારી રીતે ખાવા પીવા આપવા લાગી.

રોહક પણ એક દિવસ રાત્રિએ ચન્દ્રમા પ્રકાશતો હતો, ત્યારે પ્રથમની પિતાની શંકા દૂર કરવા માટે બાળ-ચેષ્ટા કરતાં કરતાં પોતાની છાયા આંગળીથી પિતાને દેખા-ડીને બોલ્યો કેઃ–"અરે પિતાજી ! જૂઓ જૂઓ આ કોઈ

પુરુષ ચાલ્યો જાય છે.” તેણે તેમ કહ્યું, એટલે તરત જ તેનો પિતા પરપુરુષનો પ્રવેશ બંધ કરવા અને તેનો નાશ કરવા તીક્ષ્ણ ધારવાળું શસ્ત્ર ઉપાડીને દોડયો, અને રોહકને પૂછવા લાગ્યો કે.“ અરે પુત્ર! બતાવ, તે કયાં જાય છે?” પછી રોહકે બાળચેષ્ટા કરતાં કરતાં આંગળીવડે પોતાની છાયા દેખાડીને કહ્યું કેઃ “ પિતાજી! જૂઓ તે માણુસ આ જાય.”

આ દેખીને લજ્જા પામી, તેનો પિતા પાછો વળ્યો, અને અંતઃકરણુમાં વિચાર કરવા લાગ્યો કેઃ–“ રોહકે પહેલાં પણ આવો જ પુરુષ દીઠો હશે, તેના વચનથી મે મારી પત્નિને દુરાચારી ચિંતવીને તેના ઉપર મેં સ્નેહ ઓછો કરી નાખ્યો, તેથી મને ધિક્કાર છે!”

પછી પશ્ચાતાપ પૂર્વક તેણીના ઉપર પહેલા કરતાં પણ વધારે સ્નેહ રાખવા લાગ્યો. રોહકે વિચાર્યું કેઃ “ મેં આ સ્રીનુ ખરાબ કર્યું છે, તેથી ગુસ્સે થએલી તે કોઈ વખત મને મારી નાખશે.” આમ વિચારીને તે હમેશાં પોતાના પિતાની સાથે જ જમતો હતો, એકલો જમતો ન હતો.

એક દિવસ તે પોતાના પિતા સાથે ઉજ્જયિની ગયો. પોતાના ગામ જેવી જ ઉજ્જયિનીને દેખીને વિસ્મિત થએલો તે રોહક આસપાસ જોવા લાગ્યો. પછી પિતાની સાથે તે નગર બહાર નીકળ્યો. તે વખતે ‘ હુ કાંઈક ભૂલી ગયો.’ તેમ યાદ આવવાથી ક્ષિપ્રા નદીના કાંઠા ઉપર રોહકને બેસા-ડીને, તેનો પિતા તે ભૂલી ગએલી વસ્તુ લાવવા માટે નગરમાં ગયો.

રોહકે નદીના કિનારા પર બેઠાં બેઠાં ક્ષિપ્રાની રેતીમાં

બાળપણાની ચેષ્ટા કરતાં કરતાં, આખી ઉજ્જયિની નગરી ચીતરી. તેવામાં ઉજ્જયિનીનો રાજા અશ્વ ખેલાવતો ત્યાં આવી ચડ્યો. રાજા પોતાનો ઘોડો રોહકે રેતીમાં ચીતરેલી ઉજ્જયિની વચ્ચે થઈને ચલાવવા લાગ્યો.

તે દેખીને રોહકે કહ્યું કેઃ–"અરે રાજપુત્ર! આ રસ્તે થઈ ને ઘોડો ચલાવશો નહિ." રાજાએ પૂછ્યુ કે કેમ? રોહકે કહ્યું કેઃ–"શું તમે આ રાજમહેલ વગેરે દેખતા નથી?" પછી કુતૂહલથી રાજાએ ઘોડા ઉપરથી ઊતરીને તે ચિત્રામણ જોયુ, તો આખી નગરી ચીતરેલી તેણે જોઈ.

રાજાએ તે બાળકને પૂછયું કેઃ–"તેં પહેલા કોઈ વખત આ નગર જોયુ હતું?" રોહકે કહ્યું કેઃ–"કોઈ વખત નહિ, મારા ગામથી હું આજે જ અહીં આવેલો છું." રાજાએ તે સાંભળીને વિચાર્યું કેઃ–"આ બાળકનું બુદ્ધિ-કૌશલ્ય કેટલુ છે?" રાજાએ પછી રોહકને પૂછ્યુ કેઃ–"હે વત્સ! તારું નામ શું છે, અને તું કયા ગામનો રહેવાસી છું?" રોહકે કહ્યું કેઃ–"મારું નામ રોહક છે, અને હું પાસેના ગામમાં રહું છું." આ વખતે રોહકનો બાપ નગર-માંથી આવ્યો. પછી બન્ને જણા પોતાના ગામ તરફ ચાલવા લાગ્યા.

રાજા રાજમહેલમા ગયો ને વિચારવા લાગ્યો કેઃ–"પાંચસો મંત્રીઓમાં એક મંત્રી ઓછો છે, જો આ રોહકને સર્વ મંત્રીઓમાં શ્રેષ્ટ મંત્રી તરીકે સ્થાપુ, તો મારૂ રાજ્ય બહુ સારી રીતે ચાલે. રાજા જો બુદ્ધિવાન હોય અને ઓછા બળ-વાળો હોય, તો પણ તે બહુ બળવાળા અને અલ્પ બુદ્ધિ-

વાળાથી જીતી શકાતો નથી. પરંતુ બુદ્ધિબળવાળો એક જ ક્ષણમાં જીતી જાય છે."

આ પ્રમાણે વિચાર કરીને, રાજાએ રોહકની બુદ્ધિની પરીક્ષા માટે; તે ગામના મુખ્ય પુરુષોને બોલાવીને, હુકમ કર્યો કે:–" તમારા ગામ બહાર એક મોટી શિલા છે, તેને ઉપાડીને રાજાના મંડપને યોગ્ય એવી તેની છત્રી બનાવરાવો." રાજાનો આવો હુકમ આવવાથી, તે હુકમ પળાવવો અશક્ય છે તેમ વિચારીને સર્વ આગેવાનો મનમા મુઝાવા લાગ્યા.

વળી બધા એક બીજાને પૂછવા લાગ્યા કે:–" રાજાના આવા અશક્ય હુકમનો અમલ શી રીતે કરવો ? જો તેના હુકમનો અનાદર કરીશું તો મોટું નુકશાન થવા સભવ છે." આ પ્રમાણે ચિંતાતુર થએલા તેઓને બપોર થઇ ગયા. રોહક પોતાના પિતાની સાથે જ જમતો હતો, અને તેનો પિતા તો ગામના લોકો એકઠા થયા હતા ત્યાં ગયો હતો, તેથી ભોજનનો વખત થયો તો પણ તે આવ્યો નહિ.

રોહક પોતાના પિતાની પાસે ગયો અને રોતો રોતો કહેવા લાગ્યો કે:–" મને બહુ ભૂખ લાગી છે, તેથી એકદમ જમવામાટે ઘેર ચાલો." તેના પિતા ભરતે કહ્યું કે:–" હે વત્સ ! તું બાળક હોવાથી સુખી છું. આપણા ગામ ઉપર આવેલી આપત્તિને તું જાણતો નથી." રોહકે પૂછ્યુ કે:–" શી આપત્તિ આવી છે." ભરતે તેને રાજાનો આવેલો હુકમ કહી સંભળાવ્યો.

બુદ્ધિની વિશિષ્ટતાથી તરત જ તેનું તાત્પર્ય જાણીને રોહક બોલ્યો કે.–" તમે આ બાબતમાં શા માટે આટલા બધા ચિંતાતુર થાઓ છો ? તે શિલાની નીચે રાજાને યોગ્ય

મંડપ થાય તેટલું ખોદો. યથાસ્થાને થાંભલાઓ ગોઠવો, અને ભીંતો વગેરેને કળીચુના વગેરેથી ધોળાવી, ચિત્રામણથી ચીતરાવીને શોભીતી અને સુંદર બનાવીને રાજાને ખબર આપો."

તેનુ આ કહેવું સાંભળીને સર્વ લોકોએ કહ્યું કેઃ– "બરાબર, બરાબર." પછી બધા એકઠા થએલા લોકો પોતપોતાના ઘેર ભોજન લેવા ગયા. જમી પરવારીને, તે શિલાવાળી જગ્યાએ બધા એકઠા થયા અને રોહકના કહેવા પ્રમાણે કાર્ય શરૂ કર્યું. કેટલાક દિવસે તે મંડપનુ કાર્ય પૂર્ણ થયુ. અને તે શિલા મંડપની ઊપર છત્રીરૂપ થઈ ગઇ. રાજાએ મોકલેલા માણસોએ જઈને રાજાને કહ્યું કેઃ–" મહારાજ ! તે ગામના લોકોએ આપણી આજ્ઞાનુસાર મંડપ તૈયાર કરી દીધો છે." રાજાએ પૂછ્યુઃ–" કેવી રીતે તૈયાર કર્યો છે ? " પછી મંડપ જે પ્રમાણે બધાએ એકઠા થઈ ને બનાવ્યો હતો, તે સઘળી હકીકત રાજાને કહી. રાજાએ પૂછ્યુ કે.–" આ કાર્ય કોની બુદ્ધિથી થયુ ? " તેઓએ કહ્યું કેઃ–" ભરતના પુત્ર રોહકની બુદ્ધિથી આ કાર્ય પાર પાડવામાં આવેલું છે."

રાજાએ રોહકની બુદ્ધિની પરીક્ષા કરવા માટે ફરીથી એક ઘેટો મોકલ્યો અને કહેવરાવ્યુ કેઃ–" આ ઘેટાનુ વજન હાલમાં એક પલ છે. પંદર દિવસ પછી પણ તેટલાને તેટલા વજનવાળો રાખીને અત્રે મોકલજો. તે વજનમાં વધે પણ નહિ અને ઘટે પણ નહિ તેમ કરજો." રાજાનો આ પ્રમાણેનો હુકમ આવવાથી લોકો બધા ચિંતાતુર થયા, અને ફરીથી તે બાબતનો વિચાર કરવા બધા એકઠા થયા. રોહકને પણ તેઓએ માનપૂર્વક બોલાવ્યો.

આગેવાન પુરુષોએ રોહકને કહ્યું કેઃ–" હે વત્સ ! પ્રથમ પણ રાજાના હુકમરૂપી દુર્લંઘ્ય સમુદ્રને તારી બુદ્ધિરૂપી સેતુ વડે તેં અમને બધાને તાર્યા હતા, અત્યારે પણ તારી બુદ્ધિથી ફરી સેતુ બાધ, કે જેનાથી રાજાના આ નવા હુકમરૂપી સમુદ્રને પણ તરી જઈએ."

તે સાંભળીને રોહકે કહ્યુ કેઃ–" એક વરૂને તેની પાસે રાખો અને ઘાસ વગેરે સારી રીતે ખવરાવીને, આને પુષ્ટ કરો. ઘાસ વગેરે ખાવાથી તે દુર્બળ થશે નહિ, અને વરૂને દેખીને તે પુષ્ટ બનશે નહિ." તેઓએ તે પ્રમાણે કર્યું. પંદર દિવસ થયા એટલે, તે ઘેટો રાજા પાસે મોકલી દીધો. તેનો તોલ કરતાં તે તોલમાં પહેલા જેટલો જ થયો.

કેટલાક દિવસ વીતી ગયા પછી રાજાએ એક કુકડો મોકલ્યો, અને કહેવરાવ્યુ કેઃ–" આ કુકડાને બીજા કુકડા વિના યુદ્ધ કરાવજો." રાજાનો નવો હુકમ ફરીને આ પ્રમાણે આવવાથી સર્વે એકઠા થયા. તેઓએ રોહકને બોલાવ્યો. રાજાનો હુકમ તેને કહી સંભળાવ્યો.

તરત જ રોહકે એક મોટો આરીસો મંગાવ્યો, અને તેને બરાબર સાફ કરાવ્યો. પછી તે આરીસામાં દેખીને 'આ મારો પ્રતિપક્ષી બીજો કુકડો આવ્યો છે' તેમ માનીને અહંકારપૂર્વક તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો. બીજા કુકડા વગર પણ રાજા તરફથી મોકલાવેલ કુકડાને યુદ્ધ કરતો જોઈને બધા લોકો આશ્ચર્યચકિત થઇ ગયા. તે હકીકત રાજાની આગળ પહોંચાડવામા આવી.

વળી કેટલાક દિવસ પછી રાજાએ હુકમ મોકલ્યો કેઃ

“તમારા ગામમાં અતિ સુંદર રેતી છે, તેથી તે સુન્દર રેતીમાંથી કેટલાંક સારા દોરડાં બનાવરાવીને અત્રે મોકલાવજો.” રાજાનો આવો હુકમ સાંભળીને લોકો ફરીથી એકઠા થયા, અને રોહકને ઉપાય પૂછ્યો.

રાજાને જવાબમાં કહેવરાવવામાં આવ્યુ કેઃ–“ અમે તો નટલોકો છીએ, નૃત્યાદિ જાણીએ છીએ; દોરડાં કેવાં હોય તે જાણુતા નથી, પરંતુ આપના હુકમનો તો અમલ કરવો જ જોઇએ. માટે રાજદરબાર મોટો છે, ત્યાં પહેલાંના ઘણા રેતીનાં દોરડાં પડયાં હશે. તેમાંથી એકાદું દોરડું નમૂના તરીકે અત્રે મોકલી અપાવો. તે નમૂના પ્રમાણે રેતીનાં નવા દોરડાં બનાવીને અમે મોકલાવી આપીશું.” રાજપુરુષોએ આ જવાબ રાજાજીને પહોંચાડયો. રાજા નિરુત્તર થઈ ગયો; અને કાંઇ પણ પ્રત્યુત્તર આપી શકયો નહિ.

કેટલાક દિવસ વીતી ગયા પછી એક મરી જવાની તૈયારીમાં હતો, તેવા વૃદ્ધ હાથીને તે ગામ મોકલામાં આવ્યો, અને કહેવરાવ્યું કેઃ–“ આ હાથી મરી જાય તો પણ તે મરી ગયો છે, એવા સમાચાર કહેવરાવશો નહિ. અને તેના સમાચાર હમેશાં કહેવરાવજો. જો નહિ કહેવરાવો તો ગામનો મોટો દંડ કરવામાં આવશે.”

આવો હુકમ રાજાનો આવવાથી ગામના લોકો પાછા એકઠા થયા, અને તે બાબતનો ઉપાય રોહકને પૂછ્યો. રોહકે કહ્યું કે “ આ હાથીને ઘાસ વગેરે નાંખો, પછી જે યોગ્ય હશે તે કરીશું.” રોહકના કહેવા પ્રમાણે તેઓએ તેને ઘાસ વગેરે નાખ્યુ, છતાં રાત્રે તે હાથી મરણ પામ્યો.

પછી રોહકની સલાહ પ્રમાણે ગામના આગેવાન પુરુષોએ રાજા પાસે જઈને કહ્યું કેઃ—"હે મહારાજ! આજે તે હાથી બેસતો નથી, ઉઠતો નથી, ઘાસ ખાતો નથી, નિહારાદિ કરતો નથી, શ્વાસોશ્વાસ લેતો–મૂકતો નથી. કોઈ પણ જાતની તે હીલચાલ કરતો નથી." તે વખતે રાજાએ પૂછ્યું કે "શું તે હાથી મરી ગયો?" આગેવાનોએ કહ્યુ કેઃ "આપ તેમ કહી શકો છો, અમે તેમ કહેતા નથી." તેઓએ આ પ્રમાણે કહેવાથી, રાજા મૌન રહ્યો. આગેવાનો પોતપોતાના ઘેર પાછા ગયા.

વળી ફરીથી રાજાએ હુકમ કર્યો કેઃ—"તમારા ગામમાં સ્વચ્છ અને સ્વાદિષ્ટ જળથી ભરેલો કુવો છે, તે અહીં તાકીદે મોકલી આપો." આ હુકમના પ્રત્યુત્તર માટે ગામના આગેવાનોએ રોહકને પૂછ્યું. રોહકે કહેવરાવ્યુ કેઃ—"હે મહારાજ! અમારો ગામડાનો કુવો સ્વભાવથી બહુ શરમાળ અને બીકણ હોય છે, તે પોતાની જાતિના કુવા વગર બીજા કોઈનો વિશ્વાસ કરતો નથી, તેથી આપણા શહેરના એકાદ કુવાને અત્રે મોકલજો, જેથી તેના ઉપર વિશ્વાસ આવવાથી અમારો કુવો તરત જ ત્યાં આવશે."

આ પ્રમાણે રાજસેવકોને નિરુત્તર કરીને પાછા મોકલ્યા. તેઓએ તે હકીકત રાજાને નિવેદન કરી. પોતાના હૃદયમાં રોહકના બુદ્ધિશાળીપણાના વખાણ કરતો રાજા મૌન ધારી રહ્યો.

વળી કેટલાક દિવસ પછી "ગામના પૂર્વ દિશાના વનને પશ્ચિમ દિશામાં ફેરવી નાખજો" એવો રાજાનો હુકમ થવાથી, તેનો ઉપાય રોહકને પૂછીને ગામના લોકોએ પોતાના

રહેઠાણુ વનની પૂર્વ દિશાએ ફેરવી નાખ્યા; તેથી ગામની પશ્ચિમ દિશામાં વન આવી ગયુ. રાજાને આ હકીકતની ખબર આપવામાં આવી.

ફરીથી રાજાએ કહેવરાવ્યુ કેઃ-"અગ્નિ વિના ખીર રાંધીને મોકલજો." પાછા બધાંએ એકઠા થઈને રોહકને પૂછ્યું. રોહકે કહ્યું કે "ચોખાને પાણીથી પલાળીને સૂર્યના કિરણોથી ગરમ થઈ ગએલા ઘાસ તથા પરાલાદિની ગરમીમાં દૂધ તથા ચોખાથી ભરેલી થાળી મૂકવી, એટલે ખીર રંધાઈ જશે." તેઓએ તે પ્રમાણે કર્યું. ખીર રંધાઈ ગઈ. રાજાને તે હકીકત નિવેદન કરી. તે સાંભળીને રાજા ચિત્તમાં બહુ ચમત્કાર પામ્યો.

રાજાએ આ બધો રોહકનો બુદ્ધિવૈભવ જાણીને, તેને બોલાવવા માટે હુકમ ફરમાવ્યો કેઃ-"જે બાળકે મારા લગભગ બધા હુકમો પોતાના બુદ્ધિબળથી અમલમાં મૂક્યા છે, તેણે અહીં આવવું. પરંતુ અજવાળીયા અથવા અંધારીયા પખવાડિયામાં આવવું નહિ. છાંયા અગર તડકામાં આવવું નહિ. પગે ચાલીને આવવું નહિ, તેમ અધર ઉડીને આવવું નહિ. રસ્તા પર થઈને અથવા ઉન્માર્ગે આવવું નહિ, નાહીને તેમજ નાહ્યા વગર આવવુ નહિ."

આ પ્રમાણેનો હુકમ મળવાથી રોહકે ગળા સુધી સ્નાન કર્યું, અને બળદ ગાડીના બે પૈડાના વચલા ભાગ ઉપર એક ઘેટાને નીચે રાખીને, તેના ઉપર બેસીને, માથે ચાળણીને છત્ર તરીકે રાખીને, અમાવાસ્યા અને એકમના સંધિ સમયે, સંધ્યાકાળે રાજા પાસે આવ્યો.

વળી "ખાલી હાથે રાજા, દેવ અને ગુરુ પાસે જવું નહિ." એવો વિચાર કરીને હાથમાં માટીનો પિંડ રાખી તે નજરાણા તરીકે રાજા પાસ મૂક્યો. રાજાએ રોહકને પૂછ્યું:–"અરે રોહક! આ શું?" તેણે કહ્યું કે:–"મહારાજ! આપ પૃથ્વીના નાથ છો, તેથી આ પૃથ્વી પિંડ હું સાથે નજરાણા તરીકે લાવ્યો છું." આવી રીતે પ્રથમ મુલાકાતે જ માંગલિક શબ્દો સાંભળીને રાજા સતોષ પામ્યો. ગામના બીજા લોકો પોતાને ગામ પાછા ગયા.

રોહકને રાજાએ પોતાની પાસે સુવાડયો. રાત્રીનો પ્રથમ પહોર ગયો, ત્યારે રાજાએ પૂછ્યું કે:–"અરે રોહક! જાગે છે કે ઉંઘે છે?" રોહકે કહ્યું કે:–"મહારાજ! જાગું છું." રાજાએ પૂછ્યું કે:–"શું વિચાર કરે છે?" રોહકે કહ્યુ કે.–"પીપળના પાંદડામાં શું મોટું? દાંડલી કે શિખા? તે સંબંધી હું વિચાર કરતો હતો."

રાજા પણ તે બાબતનો સંશય થવાથી બોલ્યો કે:–"તેં વિચાર બહુ સારો કર્યો, પણ તેનો નિર્ણય શું કર્યો?" રોહકે કહ્યું કે:–"જ્યાં સુધી શિખાનો અગ્રભાગ સુકાતો નથી, ત્યા સુધી બંને સરખા હોય છે." રાજાએ આનંદ પામીને પાસે રહેલાઓને તે હકીકત પૂછી, તે બધાએ પણ તે કબુલ કર્યું. પછી રોહક સૂઈ ગયો.

ફરીથી રાત્રીના બીજા પહોરે રાજાએ પૂછ્યું કે:–"અરે રોહક! જાગે છે કે ઉંઘે છે?" તેણે કહ્યુ "મહારાજ! જાગું છું" રાજાએ પૂછ્યું:–"શું વિચાર કરે છે?" રોહકે કહ્યું કે·–"મહારાજ! બકરીના પેટમાં લીંડીઓ ગોળ કેમ

થઈ જાય છે?" આ પ્રમાણે કહેવાથી રાજાને પણ તે બાબતનો સંશય થયો. તેથી તેણે રોહકને જ પૂછ્યું કે:-"તે કેમ થતી હશે?" રોહકે કહ્યું કે:-"મહારાજ! તેના પેટમા સંવર્તક નામનો ફરતો પવન હોય છે, તેને લીધે લીંડીઓ ગોળ થઈ જાય છે." પછી તે સૂઈ ગયો

ત્રીજા પહોરે રાજાએ તે જ પ્રમાણે પૂછવાથી રોહકે કહ્યું કે:-"મહારાજ! હું જાગું છુ." રાજાએ પૂછ્યું કે:-"શું વિચાર કરતો હતો?" તેણે કહ્યું કે:-મહારાજ! ખીસકોલીના શરીર જેવડું જ પુંછડું હોય કે કાંઈ નાનું મોટું હોય?" આ પ્રશ્નનો નિર્ણય નહિ થઈ શકવાથી, રાજાએ તેને જ પૂછ્યું કે:-"તેં શું નિર્ણય કર્યો." રોહકે કહ્યું કે:-"મહારાજ બંને સરખા હોય છે." પછી તે સૂઈ ગયો.

ચોથા પહોરે પ્રભાત થયુ. મંગળ ધ્વનિ થવા લાગ્યા. સર્વ સ્થળે પ્રકાશ થવા માંડયો. તે વખતે રાજા જાગૃત થયા અને રોહકને બોલાવ્યો. અતિશય નિદ્રામાં લીન થઈ જવાથી કાંઈ પણ જવાબ તેણે આપ્યો નહિ. તેથી રાજાએ રમવાની લાકડી વડે જરા તેને સ્પર્શ કર્યો કે, તરત જ તે સાવધાન થઈ ગયો.

રાજાએ પૂછ્યું કે:-"કેમ ઉંઘી ગયો હતો કે?" રોહકે કહ્યુ:-"દેવ! હું જાગતો હતો." રાજાએ પૂછ્યું કે:-"તું શું વિચાર કરતો હતો?" તેણે કહ્યું કે-"મહારાજ! હું વિચાર કરતો હતો કે આ રાજાને કેટલા બાપ હશે?" આ પ્રશ્ન સાંભળીને થોડીવાર તો રાજા પણ શરમથી નીચું મોં રાખીને ઊભો રહ્યો. એક ક્ષણ પછી આશ્ચર્ય

પામીને તેણે પૂછ્યું કેઃ–" અરે રોહક! બોલ, તેં શું નિર્ણય કર્યો." રોહકે કહ્યું કેઃ–"તમારે પાંચ બાપ છે."

રાજાએ પૂછ્યું કે :–" કોણ કોણ?" રોહકે કહ્યું કેઃ– "એક તમારો બાપ કુબેર છે, કે જેને લીધે તમારામાં દાન આપવાની શક્તિ આવી છે. બીજો તમારો બાપ ચાંડાલ છે, કારણ કે વૈરીઓ ઊપર તમે ચાંડાલની માફક કોપ દર્શાવો છો. ત્રીજો તમારો બાપ ધોબી છે, કારણ કે ધોબી જેમ વસ્ત્રને નીચોવી નાખે છે, તેવી રીતે આપ પણ લોકોનું સર્વસ્વ હરણ કરી લેતા દેખાઓ છો. ચોથો તમારો બાપ વીંછી છે, કારણ કે મારા જેવા ભર નિદ્રામાં સૂતેલા બાળકને રમવાની લાકડી વડે વીંછીની જેમ નિર્દય રીતે તમે પીડો છો. પાંચમા બાપ તમારા પિતા છે, કે જેને લીધે યથાવસ્થિત ન્યાય અને રાજ્યનુ તમે પરિપાલન કરો છો."

રોહકે આ પ્રમાણે કહ્યું. તે સાંભળીને રાજા મૌન રહ્યો. અને સવારના નિત્ય કાર્યોમાં પ્રવર્ત્ત થયો. પછી માતાને નમસ્કાર કરીને એકાંતમાં તેણે પૂછ્યું કે.–" માતા કહો, મારે કેટલા બાપ છે?" માતાએ કહ્યું કેઃ–" વત્સ! આવું શા માટે પૂછે છે?" તારા પિતાથીજ તારો જનમ થયો છે." પછી રોહકે જે કહ્યું હતું તે બધુ રાજાએ માતાને કહી સંભળાવ્યુ. અને કહ્યું કેઃ–" માતાજી! પ્રાયે તે રોહક જૂઠું બોલતો નથી, તેથી સાચી હકીકત હોય તે કહો."

આ પ્રમાણે રાજાના અત્યંત આગ્રહથી, તેની માતાએ કહ્યું કેઃ–" જ્યારે તું ગર્ભમાં હતો, ત્યારે બહારના ઉદ્યાનમાં વૈશ્રવણ (કુબેર)ની પૂજા કરવા હું ગઇ હતી. તે યક્ષને

અતિશય સુંદર જોઈને તેના હસ્તનો મેં સ્પર્શ કર્યો હતો, તે વખતે કામદેવનો આવિષ્કાર મારા અંગમાં થયો હતો, અને તેની સાથે વિષય ભોગવવાની ઈચ્છા મેં કરી હતી. તે વખતે એક રૂપવંત ચંડાલ યુવાન ત્યાં આવ્યો, તેથી તેની સાથે પણ ભોગ ભોગવવાની મને ઈચ્છા થઈ હતી. ત્યાંથી હું પાછી આવતી હતી, ત્યારે ધોબીને દેખીને પણ મને તેવી જ અભિલાષા થઈ હતી. પછી હું મહેલમાં આવી, તે વખતે કામદેવને વશવર્તી મેં નાગરવેલનું પાન ખાવા હાથમાં લીધુ હતું, તેના ઉપર એક વીંછી હતો, તેનો મને સ્પર્શ થયો, તે વખતે કામના અતિશય આવેગના લીધે, તેની સાથે પણ ભોગ ભોગવવાની ઈચ્છા મને થઈ હતી. આ પ્રમાણે ઈચ્છા માત્રથી જ, તે તારા પિતા છે. બાકી તારા ખરા પિતા તો તે જ છે કે જે વાત જગત્પ્રસિદ્ધ છે.

માતાની આ હકીકત સાંભળીને રાજાએ નમસ્કાર કર્યો. પછી રોહકના બુદ્ધિ ચાતુર્યથી મનમાં વિસ્મય પામેલો રાજા રાજદરબારમાં ગયો અને સર્વ મંત્રીઓના અગ્રેસર તરીકે, રોહકને મુખ્ય પ્રધાન બનાવ્યો.

જ્ઞાનની તથા જ્ઞાનીની ઉત્કૃષ્ટ ભક્તિ કરવાથી રોહક જેવી ઉત્તમ બુદ્ધિ પ્રાપ્ત થઈ શકે છે, માટે જ્ઞાન અને જ્ઞાનીની બને તેટલી ભક્તિ કરવી જોઈએ.

## બુદ્ધિની વિશિષ્ટતા ઉપર ક્ષુલ્લકની કથા

### ૧૩૧

બેનાતટ નગરમા એક દિગંબર સાધુએ, એક શ્વેતાંબર ક્ષુલ્લક (નાના) સાધુને પૂછ્યું કે:–"અરે ક્ષુલ્લક! તમારા અરિહંત સર્વજ્ઞ છે, તમે તેના પુત્ર છો, તો કહો કે આ નગરમાં કેટલા કાગડાઓ રહેતા હશે?" ક્ષુલ્લકે વિચાર્યું કે:–"શઠની સાથે શઠ પણે જ વર્ત્તવુ જોઈએ." તે બોલ્યો કે:–"આ બેનાતટ નગરમાં સાઠ હજાર કાગડાઓ વસે છે. તેમાંથી ઓછા થાય તો, તે બીજે ચણવા ગયા છે એમ સમજવું, અને વધે તો બહારથી મહેમાનો આવેલા છે તેમ સમજવું."

આવો ઉત્તર સાંભળીને, પ્રત્યુત્તર દેવાને અશક્ત તે સાધુ, પોતાના મસ્તક પર જાણે કોઈએ લાકડીનો પ્રહાર કર્યો હોય તેવી રીતે માથું ખંજવાળતો ચૂપ થઈને ચાલ્યો ગયો.

# બુદ્ધિની વિશિષ્ટતા પર હાથી તોલવાની કથા

## ૧૩૨

વસંતપુર નગરના રાજાએ બહુ વિશિષ્ટ બુદ્ધિવાળા મંત્રીની શોધ કરવા માટે રાજમાર્ગમાં એક મોટા હાથીને, આલાનસ્તંભે બાંધીને ઉદ્‌ઘોષણા કરાવી કે :–"જે માણસ આ હાથીનો તોલ કરી આપશે, તેને રાજા મોટો પગાર આપી નોકરીમાં રાખશે."

આવી ઉદ્‌ઘોષણા સાંભળીને એક બુદ્ધિશાળી પુરુષે, તે હાથીને મોટા તળાવમાં લઈ જઈ વહાણ ઉપર ચડાવ્યો. હાથી જ્યારે બરાબર વહાણ ઉપર ચડી ગયો ત્યારે તે વહાણ જેટલું પાણીમાં ડુબ્યુ તેટલા ઉપર નિશાની કરી લીધી; ને હાથીને વહાણમાંથી ઉતારી લીધો. પછી તે વહાણને જ્યાં સુધી નિશાની કરી હતી, ત્યાં સુધી તેમાં પથરા ભરી પાણીમાં ડુબાડ્યું. અને પછી તે બધા પથરા બહાર કાઢીને તોળ્યા. પછી તે સર્વનો સરવાળો કરીને રાજાને કહ્યું કે:–"મહારાજ! હાથીનુ આટલા પલ પ્રમાણ વજન છે." તે

સાંભળીને રાજા સંતુષ્ટ થયો, અને તે પુરુષને સર્વ મંત્રીઓમાં મુખ્ય મંત્રી તરીકે મોટા પગારથી નિયુક્ત કર્યો.

બુદ્ધિવાન માણસ બુદ્ધિ વાપરીને, જે ધારે તે કરી શકે છે. વિશિષ્ટ પ્રકારની બુદ્ધિ પ્રાપ્ત થવી, તે જ્ઞાનની આરાધનાનું ફળ છે.

# બુદ્ધિની વિશિષ્ટતા ઉપર શોકયની કથા
## ૧૩૩

એક નગરમાં એક વાણીયો રહેતો હતો, તેને બે પત્નીઓ હતી. એકને પુત્ર હતો, અને બીજીને પુત્ર ન હતો. બંને પત્નીઓ તે પુત્રનું સારી રીતે પાલન કરતી હતી. પુત્રને 'મારી સગી માતા કઈ અને અપર માતા કઇ' તેની બરાબર ખબર પણ ન હતી.

એક વખત તે વાણીયો, બંને પત્નીઓ તથા પુત્રને સાથે લઈ પરદેશ ગયો. ત્યાં અચાનક તે મૃત્યુ પામ્યો. પછી તે બંને સ્ત્રીઓ વચ્ચે ઝઘડો થયો. પહેલી કહે કેઃ–"આ મારો પુત્ર છે." બીજી પણ તેમ જ કહેવા લાગી. એક કહે કેઃ–"આ ઘરની માલિક હું છું." બીજી પણ તે જ પ્રમાણે કહેતી.

આપસમાં કલહ કરતી બંને પત્નીઓનો ઝઘડો રાજ-દરબારમાં પહોંચ્યો. તેઓની ફરિયાદ સાંભળીને, બુદ્ધિવાન પ્રધાને પોતાના સેવકોને હુકમ કર્યો કેઃ–"પહેલાં આ બધા દ્રવ્યના બે ભાગ પાડો. પછી, આ છોકરાના પણ તલવારથી બે ભાગ કરીને, બંનેને સરખા ભાગે વહેંચી આપો."

મગજમાં હજારો જ્વાળાઓ સળગે તેવું, અને મસ્તક પર વજ્ર પડે તેવું, પ્રધાનનુ આ વચન સાંભળીને, તે પુત્રની ખરી માતા હતી તે, કંપાયમાન થતી દુઃખથી આકુળવ્યાકુળ થઇ જઇને બોલી કેઃ–"અરે રાજન્! અરે પ્રધાનજી! આ પુત્ર મારો નથી, મારે તેનું કાંઈ પ્રયોજન પણ નથી. મારી આ બીજી બેનનો જ તે પુત્ર છે. વળી ઘરની માલિક પણ તે જ છે. હું દૂર રહીને પારકા ઘેર મજુરી કરીને પણ આ પુત્રને જીવતો જોઇ સુખી થઈશ. તેટલા માત્રથી પણ હું મારા આત્માને કૃતકૃત્ય માનીશ. બાકી આ પુત્રના મૃત્યુથી તો આખા જીવલોકનો નાશ થવા જેવું મારા મનમાં લાગી આવે છે."

બીજી સ્ત્રી તો પ્રધાનનો ઉપરોક્ત ન્યાય સાંભળીને કાંઈ પણ બોલી નહિ. એટલે તે દુઃખી થએલી સ્ત્રી તરફ જોઈને પ્રધાન બોલ્યો કેઃ–"આ પહેલી સ્ત્રીનો આ પુત્ર છે, બીજીનો નથી."

પછી તે સ્ત્રીને પુત્ર તથા સર્વ ધનની માલિક ઠરાવી, અને બીજીને કાઢી મૂકી.

બુદ્ધિથી સર્વ વસ્તુનો ન્યાય થાય છે. બુદ્ધિવાન પાસે કાંઈ પણ છાનું રહી શકતું નથી.

# બંગાળદેવની કથા
## ૧૩૪

અમરપુરમાં ભુવનપાળ નામનો શેઠ રહેતો હતો. ઘણી માનતાઓ પછી તેને એક પુત્ર થયો, તેનું બંગાળદેવ નામ પાડવામાં આવ્યું. એક ખોળામાંથી બીજા ખોળામાં રમતો તે મોટો થયો. નિશાળે અભ્યાસ કરવા બેસાડયો, ત્યાં ઘણી કળાઓ શીખ્યો.

એક વખતે ખાનગીમાં બેસાડીને શેઠે પુત્રને શિખામણ આપતાં કહ્યું કે–"વત્સ! જે વ્યવહારને જાણે તે જ ખરો હોંશિયાર કહેવાય, તેથી કેટલીક વ્યવહારની બાબતો હું તને જણાવું છું તે સાંભળ." બંગાળદેવ બે હાથની અંજલિ જોડીને સાવધાન થઈને વિનયપૂર્વક બેઠો.

શેઠે કહ્યું કે–"વત્સ! ઘણા પંડિતો એકઠા થાય ત્યારે ઉલટો તત્ત્વનો નિર્ણય થઈ શકતો નથી." તે ઉપર હું તને એક દૃષ્ટાંત કહું છું તે સાંભળ :

### ૧. તપસ્વીની કથા

એક નગરમાં એક મઠ હતો. તે સ્થળે ત્રણ તાપસો ઘણા કાળથી રહેતા હતા. એક વખત રાત્રે તેઓમાંથી એક ઉઠયો, અને તેણે આકાશમાં ભેંશના શીંગડા જેવા કાળા

વાદળની ઘટામાં ઝબકતી વીજળીની રેખા જોઈ. તેણે બીજા બંનેને જગાડી બહાર બોલાવીને કહ્યું કે–"અરે ભાઈ! જૂઓ! સ્વર્ગમાં આગ લાગી છે, તેની જવાળાના ધૂમાડાનો આ સમૂહ દેખાય છે."

બીજાએ કહ્યું કેઃ–"આ તો સૂર્ય છે, તે ઠંડીથી બી ગયો છે, તેથી કાળાં વસ્ત્રની કંથા ઓઢીને વારંવાર પોતાની જાતને દેખાડે છે. અને 'હજુ પ્રભાત કાળ થયો છે કે નથી થયો?' તેની તપાસ કરે છે.

ત્રીજો બોલ્યો કે–"મને તો લાગે છે કે દૈત્યોના ઉત્પાતથી ત્રાસ પામેલા દેવલોકમાં મહેંદ્ર અગ્નિને ઉદ્દેશીને શાંતિકર્મ કરાવે છે." આ પ્રમાણે વિચારતા તત્ત્વને નહિ જાણનારા તેઓએ એક પંડિતને પૂછ્યું કે–"અરે આ શું હશે?" તેણે કહ્યું કે–"વિજળીના ઝબકારાઓ સાથે આ વરસાદનાં વાદળાં છે." આવી રીતે બહુ પંડિતાઈ હોય પણ વ્યવહારનું જ્ઞાન ન હોય ત્યારે પણ પરાભવ થાય છે. તે ઊપર એક મૂર્ખ પંડિતની કથા છે તે આ પ્રમાણે:

## ૨. પંડિત મૂર્ખની કથા

એક નગરમાં માત્ર અભ્યાસના અને વિદ્યાશાળાના જ પરિચયવાળો એક પંડિત રહેતો હતો. એક વખત દેવપૂજા માટે વાડીમાંથી પુષ્પ તથા પત્રાદિ લાવવા માટે તે જતો હતો. તે વખતે કોટવાળે તેને પૂછ્યુ કેઃ–"ભાઈ તમે ક્યાં જાઓ છો?" તેણે કહ્યુ કે.–"પરસ્ત્રીને ગ્રહણ કરવા માટે હુ જાઉં છું."

'પત્રી શબ્દ તો રૂઢ થઈ ગયો છે, તેથી તેવુ બોલવાથી શું? માટે અઘરો શબ્દ વાપરું.' તેવા આશયથી તે

પત્રીને બદલે પરસ્ત્રી શબ્દ બોલ્યો હતો; પણુ તેનાં શબ્દો સાંભળીને તે કોટવાળ કોપાયમાન થયો, અને તેનુ નાક કાપી નાખ્યુ. તેથી લોકોમાં પ્રચલિત થયુ કેઃ–"અતિ ભણેલ પણ વ્યવહાર નહિ જાણનારાનો નાશ થાય છે." અથવા 'ભણ્યા પણ ગણ્યા નહિ.' એમ કહેવાય છે.

વળી 'જડ માણસ બીજાને પૂછ્યા વગર પોતાની બુદ્ધિ પ્રમાણે કાર્ય કરવા જતાં તાપસના શિષ્યની માફક પાપ અને અપકીર્ત્તિનું ભાજન થાય છે.' તે સાંભળીને બંગાળદેવે પૂછ્યું કેઃ–"પિતાજી! તે તાપસ શિષ્ય કોણુ હતો?" ભુવનપાલે કહ્યું કે.–વત્સ! તેની કથા સાંભળઃ

## ૩. તાપસ શિષ્યની કથા

પહેલાં શૃંગારપુરમાં એક કુબડો તાપસ રહેતો હતો. તેને પછવાડે ખુંધ નીકળી હતી, તેથી તે વાંકો વળીને ચાલતો હતો. તેને એક શિષ્ય હતો. એક વખતે તે શિષ્ય નગરની બહાર ગંગા નદીના કાંઠા ઉપર ગયો. તે વખતે અગ્નિનું તાપણું કરીને ગોવાળીઆઓ તાપતા હતા; તે દેખીને તેણે પૂછ્યું કે–"તમે આ શું કરો છો?"

તેઓએ કહ્યું કે–"અમારી આ વાંકી લાકડીઓને અગ્નિના તાપ વડે અમે સીધી કરીએ છીએ" આ સાંભળીને તે મઠમાં આવ્યો. પછી તેણે વિચાર કર્યો કે–"તે લાકડીઓ જેમ મારા વાંકા વળી ગએલા આ ગુરુને હું અગ્નિના તાપ વડે સીધા કરું." આવો વિચાર કરી અગ્નિ લાવી તેને બરાબર સળગાવી, ગુરુના પગ અને ગળું એકઠા કરી તેમના વાંસે અગ્નિ લગાડી, આમ કરવાથી ઘણી બૂમો પાડીને તે ગુરુ મરણ પામ્યો.

લોકો એકઠા થઈ ગયા અને આમ કરવાનું કારણ પૂછ્યું. તેણે લાકડીની વાત કરી. એટલે "ગુરુને સીધા કરવા જતાં ગુરુનુ મૃત્યુ થયુ! તે સાંભળી સર્વ હસવા લાગ્યા. આ પ્રમાણે તે મૂર્ખ શિષ્ય પાપ તથા અપકીર્ત્તિનુ ભાજન થયો."

વળી હે વત્સ! કાયર માણસે વિષમ કાર્યો શરુ કરવાં નહિ. કારણ કે તેના ભીરૂ સ્વભાવથી અને બુદ્ધિની વિહ્વલતાથી ચીભડાવાળા પુરુષની માફક કાર્યનો નાશ થાય છે. તેની કથા આ પ્રમાણેઃ

## ૪ ચીભડાવાળા પુરુષની કથા

એક નગરમાં એક ગૃહસ્થ રાત્રે ખાટલા ઊપર સૂતો હતો. રાત્રે તેના ઘેર એક ચોર આવ્યો. 'તે ગૃહસ્થ જાગે છે કે ઉંઘે છે.' તે બાબતનો નિર્ણય કરવા માટે તે ચોરે પોતાની પાસે રાખેલ એક ચીભડું તેના ઊપર નાંખ્યુ, ચીભડું ભાગી ગયુ. તે ચીભડામાંથી પાણી તથા તેનાં બી તે ગૃહસ્થ ઊપર પડ્યા. તે જાગી ગયો. અને ભયભ્રાંત થઈને પોતાની પત્નીને તેણે કહ્યું કે-"અરે સ્ત્રી! જાગ, જાગ, ચોરે મને તલવારવડે માર્યો છે, તેથી માત્ર લોહી નીકળ્યું છે એટલું જ નહિ પણ સાથે કીડાઓ પણ નીકળ્યા છે." તે રસને લોહી અને બી ને કીડાઓ માનતો હતો. ચોરે વિચાર્યું કે-"અરે! આવા કાયરનુ ધન લેવાથી શું ફાયદો?" તેમ વિચારી ચોર ચાલ્યો ગયો.

વળી શેઠે કહ્યું કે-"હે કુળદીપક પુત્ર! જે તરત જ જવાબ આપી શકે છે તે દેવોને પણ વશ કરે છે. તો પછી મનુષ્યોને વશ કરે તેમાં શું નવાઈ? જેવી રીતે એક વૈષ્ણવી સ્ત્રીએ કર્યું હતું."

પુત્રે પૂછ્યુ કે-"તે કોણ હતી?" તેણે કહ્યું કે-"વત્સ! તેની કથા સાંભળઃ

## ૫ વૈષ્ણવી સ્ત્રીની કથા

કર્ણિકાર નગરમાં મુકુંદ નામના દેવ એક મંદિરમાં સ્થાપન કરેલા હતા. તે દેવની ઉપાસના ઘણી સ્ત્રીઓ ચોમાસામાં કરતી હતી, અને તેની ઉપાસના માટે સ્ત્રીઓ મહિનાના ઉપવાસ કરતી હતી. તેમાં એક સ્ત્રી પાખંડી હતી, તેનાથી ભૂખ્યુ રહી શકાતું નહિ, અને તેણીને પોતાનું જીવન બહુ જ વહાલું હતું; તેથી તે દિવસે ઉપવાસ કરતી અને રાત્રે ચૂરમું ખાતી હતી.

એક વખતે રાત્રે તેણીને ચૂરમું ખાતી દેખીને મુકુંદ દેવે પૂછ્યુ કે-"અરે સ્ત્રી! તું બહુ માયાકપટી દેખાય છે; કારણ કે તું લોકોના દેખતાં મહિનાના ઉપવાસ કરવાનુ પચ્ચખાણુ લે છે અને દરરોજ રાત્રે ખાય છે."

તે સાંભળીને તે સ્ત્રીએ કહ્યું કેઃ-"દેવ! જેવા તમે અમારા સ્વામી માયાવી છો, તેવા જ અમે તમારા સેવક માયાવી છિએ."

મુકુંદે તે વાત સાંભળીને પૂછ્યુ કે-"હું કેવી રીતે માયાવી છું."

વૈષ્ણવી સ્ત્રીએ કહ્યું કે-"તમે આખા જગતને કહો છો કે 'વર્ષાઋતુમાં અમે પાતાલમાં શયન કરીએ છિએ.' તેમ કહીને રાતનાં તો લોકોનાં ચરિત્રો જોવા નીકળો છો, અને તે નિમિત્તે જાગરણ કરો છો, તેથી 'બોલો છો કાંઇ અને કરો છો કાંઈ' આ તમારૂં માયાકપટપણું પ્રત્યક્ષ દેખાય છે, તેથી માયાકપટ કરનારા તમે જેવા અમારા સ્વામી, તેવા જ માયા-

કપટ કરનારા અમે તમારા સેવકો છિએ." આ જવાબ સાંભળીને મુકુંદદેવ પ્રસન્ન થયા, અને તેના મનોવાંછિત પૂર્ણ કર્યા."

"વળી હે પુત્ર! દેવ, સ્વામી તથા ગુરુની પાસે થોડું ઉપયોગી અને સારભૂત હોય તેટલું જ કાલેશ્વરીના સેવકની માફક બોલવુ. તેની કથા નીચે પ્રમાણે છેઃ

## ૬ કાલેશ્વરીના સેવકની કથા

એક આંધળા માણસે આંખો પાછી પ્રાપ્ત કરવા માટે કાલેશ્વરીદેવીની તપ, જપ, ધ્યાન અને પુષ્પ વગેરેથી આરાધના કરી. તે દેવી તેના ઉપર સંતુષ્ટ થઈને બોલી કેઃ– "વત્સ! હું તારા ઉપર પ્રસન્ન થઈ છું, તારે જે માગવું હોય તે એક વાક્ય વડે માગ."

તે સાંભળીને તે બુદ્ધિવાન અંધ પુરુષે કહ્યું કે.–"હે દેવી! જો તમે પ્રસન્ન થયા હો તો આ પ્રમાણે કરો, કે જેથી હુ મારા પુત્રના પૌત્રને સોનાના અને રત્નના થાળમાં ભોજન કરતો જોઉં." આ એક જ વાક્યમા તે બુદ્ધિશાળીએ ધનાઢયતા, લાંબું આયુષ્ય, ચક્ષુઓ તથા સંતાનાદિ પરિવાર બધુ માગી લીધુ. દેવી તેના ઉપર પ્રસન્ન થઈ, અને તેણે જે માગ્યુ તે બધું આપ્યુ."

"હે વત્સ! મારાં આ વચનો કોઈપણ દિવસ ભૂલીશ નહિ અને વ્યવહાર માર્ગમા સારી રીતે વર્તજે." આ પ્રમાણે પિતાનો આદેશ સાભળીને, સારને ગ્રહણ કરી બંગાળદેવ કુટુંબની સંભાળ રાખતો પોતાનુ જીવન આનંદથી વીતાવવા લાગ્યો. થોડા વર્ષ પછી તેનો પિતા મૃત્યુ પામ્યો; એટલે બંગાળદેવ ઘરનો અને સંપત્તિનો માલિક થયો. તે ત્રણે વર્ગની સાધના કરતો હતો અને કોઈની પાસે કઠોર વાક્ય બોલતો નહતો.

તેને ચંડા અને પ્રચંડા નામની બહુ જ કજીયાખોર બે પત્નીઓ હતી. તેઓના હમેશાંના કજીયાથી તે કંટાળી ગયો હતો. તે ગામની નજીકમાં એક નદી હતી, તેમાં હમેશાં નિર્મળ પાણી વહેતું હતું. તે નદીના બંને કિનારા ઉપર બંગાળદેવનાં બે મકાનો હતાં. ચંડાને નદીના આ કિનારા ઉપરના મકાનમાં અને પ્રચંડાને નદીના સામે કિનારાના મકાનમાં રાખી હતી, અને બંનેને ઘેર વારાફરતી એકેક દિવસ ભોજન, વિલેપન, શયન વગેરે તે કરતો હતો.

એક વખત પ્રચંડાને ઘેર બે દિવસ રહ્યો. ત્રીજા દિવસે તે ચંડાના ઘરના દરવાજા પાસે આવ્યો, ત્યારે તે ખાણીઆમાં સાંબેલા વડે દાણા ખાંડતી હતી. બંગાળદેવને આવતો દેખીને વારાનુ ઉલ્લંઘન થવાને લીધે ક્રોધે ભરાએલી તે સ્ત્રીએ સાંબેલું મંતરીને તેના તરફ ફેંક્યું. તે સાંબેલુ સર્પનુ રૂપ ધારણ કરીને બંગાળદેવની તરફ આવ્યુ, એટલે તે ત્યાંથી પ્રચંડાના ઘર તરફ દોડયો.

આગળ બંગાળદેવ અને પાછળ સર્પ ચાલ્યો. વિસ્તારવાળી નદી ઓળંગીને તે સામે કાંઠે પહોંચ્યો. સર્પ પણ તેની પછવાડે પાણીમાં પડયો. તે માટે બંગાળદેવે પોતાનુ વસ્ત્ર પહોળું કરીને તેના ઉપર નાખ્યું. તે વસ્ત્રથી ઢંકાઇ જઇને સર્પ મૂઢ થઇને ઉભો રહ્યો. તેટલામાં તે વાણીયો દોડીને પ્રચંડાના ઘર સુધી પહોંચી ગયો. તે વખતે તે ધોકા વડે કપડાં ધોતી હતી.

તેણીએ પૂછ્યું કે-“નાથ! તમે નાસિકા પૂરેપૂરી ભરાઈ ગઈ છે, તેવી રીતે શ્વાસ લેતા, હાંફતા હાંફતા, વિખરાઈ ગએલા કપડાંવાળા, પરસેવાથી રેબઝેબ થઈ ગએલા, બહુ જ ઉતાવળથી દોડતા દોડતા કેમ આવ્યા?”

બંગાળદેવે કહ્યું કે–"રોજના નિયમ પ્રમાણે તારા ઘેરથી હું ચંડાના ઘેર ગયો, તે વખતે તેણીએ ક્રોધાયમાન થઈને મારા તરફ સાંબેલુ નાખ્યુ. તે સાંબેલુ સર્પનુ રૂપ ધારણુ કરીને, મારી પાછળ આવે છે. હવે તું એકદમ ખડકીનાં બારણાં બંધ કરી દે ને મને ઊપર લઈ જઈ કોઈ પેટીમાં સંતાડી દે."

આ પ્રમાણે તે બોલતો હતો તેવામાં તો સર્પ ત્યાં આવી પહોચ્યો. એટલે હાથમા રાખેલો કપડાં ધોવાનો ધોકો પ્રચંડાએ તેની સામે ફેંકયો. તે ધોકો નોળીઆના રૂપમા ફેરવાઈ ગયો, અને તેણે સર્પના ટુકડે ટુકડા કરી નાંખીને મારી નાંખ્યો; એટલે સર્પનો ઉપદ્રવ તો શાંત થઈ ગયો. પછી બંગાળદેવે તે રાત્રિ પણ પ્રચંડાના ઘરમા જ વીતાવી.

સવારમાં તે વિચારવા લાગ્યો કે–"આ બંને મારી પત્નીઓ દુષ્ટ છે. મંત્રોની જાણકાર છે, અને તેઓનો પ્રભાવ મેં પ્રત્યક્ષ દીઠો છે, જો કોઈ દિવસ તેઓ બંને મારા ઊપર ક્રોધે ભરાશે, તો તે મારો ઘાત જ કરશે. તે વખતે મને બચાવે તેવું કોણ છે?" કહ્યું છે કે–"દુષ્ટ સ્ત્રી, શઠ મિત્ર, સામું બોલે તેવા નોકરો અને સર્પોવાળા મકાનમાં રહેવું, તે અવશ્ય મરણ માટે જ થાય છે. તેથી હવે અહીંથી મારે કોઈ સ્થળે ચાલ્યા જ જવું જોઇએ."

આવો વિચાર કરીને સારી સારી કિંમતી ચીજો ઘરમાંથી લઈને કાપડીનો વેશ પહેરીને સવારમાં તે બીજા દેશ જવા માટે ત્યાંથી નીકળી ગયો. ફરતો ફરતો તે એક ગામમાં એક વેપારીને ત્યાં ગયો. તે વેપારીએ ઊભા થઇને તેનો સત્કાર કર્યો, અને મોટા આસન ઊપર બેસાડીને પૂજા

કરી તેણે કહ્યું કે-"શેઠ! મારી આ વિદ્યુલ્લતા નામની બહેન છે, તેની સાથે આપ લગ્ન કરો."

બંગાળદેવે કહ્યું કે-"તમે મોટા વ્યાપારી છો, મારૂં કુલ કે શીલ તમે જાણતા નથી, હું એક કાપડી છું, તમે મને આ કન્યારત્ન પરણાવવાનું શું જોઈને કહો છો?"

વ્યાપારીએ કહ્યું કે-"નિમિત્તિયાએ કહ્યું હતું કે આવા રૂપવાળો કાપડીનો વેષ ધારણ કરીને એક માણસ અમુક દિવસે, અમુક સમયે તારા ઘેર આવશે; તેની સાથે તારી બહેનનું લગ્ન કરજે." આ પ્રમાણે કહ્યું હતું તે જ પ્રમાણે બન્યું છે, તેથી હું મારી બહેન તમને પરણાવું છું.

તે વ્યાપારીનાં આવા વચન સાંભળીને બંગાળદેવે તે વિશાળ લોચનવાળી વિદ્યુલ્લતા સાથે લગ્ન કર્યું. તેની સાથે સ્નેહ-પાશથી બંધાઇને લાંબા વખત સુધી તે ત્યાં રહ્યો. પ્રથમની બંને સ્ત્રીઓને તે ભૂલી જ ગયો. એક ચોમાસાની રાત્રે વિરહિણી સ્ત્રીને બાણરૂપ લાગતી વરસાદની ધારાઓ વરસતી હતી, આકાશમાં વાદળાઓની ગર્જનાઓ થઈ રહી હતી, તે વખતે બંગાળદેવ વિદ્યુલ્લતાની સાથે શયનમંદિરમાં પલંગ ઉપર બેઠેલો હતો.

આ વખતે નજીકના ઘરમાં એક સ્ત્રીને બહૂ ઊંચા અવાજે રૂદન કરતી સાંભળીને બંગાળદેવે વિદ્યુલ્લતાને પૂછયું કે-"હે પ્રિયા! આ સ્ત્રી શા માટે રૂદન કરે છે?"

વિદ્યુલ્લતાએ વીજળીના ઝબકારામાં તેના ઘર તરફ જોઈને કહ્યું કે-"સ્વામિન્! તેનો પતિ શિશિર ઋતુમાં પર-દેશ ગયો છે, વર્ષાઋતુમાં હું આવીશ, એમ કહીને તે ગયો હતો. ગ્રીષ્મ ઋતુ ગઇ ને વર્ષાઋતુ આવી તો પણ હજુ સુધી તે આવેલો નથી, તેથી તેનું હૃદય બળવાથી તે રૂદન કરે છે."

આ વાત સાંભળીને બંગાળદેવે વિચાર કર્યો કે–"મને ધિક્કાર છે! તે મારી બંને પત્નીઓ મારા વગર વર્ષાઋતુ કઈ રીતે વીતાવતી હશે? હું સ્નેહરહિત છું, અધમ છું, કારણ કે તે બન્નેને ઓચિંતી છોડી દઈને હું અહીં આવ્યો છું. વળી અહીં પણ પ્રેમાળ પત્ની મળવાથી મેં તે બન્નેનો પ્રેમ બીલકુલ વિસારી દીધો છે. મંત્રશક્તિ દેખવાથી મેં તેમના ઘાતકી સ્વભાવનો વિચાર કર્યો તે પણ અનુચિત કર્યું છે. કારણ કે કોઈ પણ સ્ત્રી કદી પણ પોતાના પતિને હણતી નથી. તીક્ષ્ણ દાઢવાળો સર્પ પણ પોતાના શરીરને ડંખ મારતો નથી; તેથી હવે તો હું ત્યાં જાઉં તો જ મારૂ જીવિત પ્રમાણ થાય, નહિ તો મારા જેવા દુરાત્માના ફોગટ પુરુષાર્થનુ શું પ્રયોજન છે."

આમ વિચાર કરતાં કરતાં તેનું મુખ પડી ગયુ. શરીર ઊપર પરસેવો વળ્યો, નિશ્વાસ મૂકવા લાગ્યો અને તેનો આનંદ ઉડી ગયો. તેની આવી પરિસ્થિતિ દેખીને તેની પત્નીએ પૂછયુ કે–" આર્યપુત્ર! આવી રીતે કેમ ચિંતાતુર દેખાઓ છો?"

ત્યારે બંગાળદેવે સત્ય હકીકત કહી, અને કહ્યું કે– "હે કૃષોદરી! આ પ્રમાણે મારી પ્રથમની બે પત્નીઓનુ સ્મરણ થવાથી સ્વદેશમાં જવાની મારી ઈચ્છા થઈ છે, અને તેના લીધે હું ચિંતાતુર દેખાઉં છું."

આ પ્રમાણેનાં તેનાં વચનો સાંભળીને વિદ્યુલ્લતા અંતઃ-કરણમાં અનુતાપપૂર્વક વિચાર કરવા લાગી કે–" તેમને પ્રથ-મની બે પત્નીઓથી પડેલા દુઃખને સંભાળીને, મારી સાથે અપૂર્વ પ્રેમ કર્યો; હવે તો તે પ્રેમ શોકયની સત્તાના પંકથી મલિન થયો છે. વળી મને છોડીને તેમને જવાની ઇચ્છા

થઈ છે, તેથી તેમને શિખામણ આપીને સમજાવું. જો ન જાય તો સારૂ; છતાં પણ જોર કરીને તેઓ જાય તો પછી મારૂં પણ પરાક્રમ તેમને બતાવું."

આવો દૃઢ નિશ્ચય કરીને તેણીએ કહ્યું કે—"પ્રિયતમ! તમારા વિના એક ક્ષણ પણ હું જીવી શકું તેમ નથી. તેથી આવી નિષ્ઠુરતા ધારણ કરીને તમે દેશાંતર શી રીતે જઈ શકશો? સમુદ્ર તો ગંગાના સંગ વગર પણ સમુદ્ર તરીકે રહી શકે છે, પરન્તુ ગંગા તેના વગર એક ક્ષણ પણ રહી શકે ખરી કે? તે કહો. વળી વિચાર કરો કે સ્ત્રીઓને પતિના વિરહે સંતાપવાળા દિવસો કેટલા લાંબા થઈ પડે છે?

આ પ્રમાણે સાંભળીને બંગાલદેવે કહ્યું કેઃ—"હે પ્રિયા! ત્યાં જઈને કેટલાક દિવસ રહીને પાછો હું તરત જ અત્રે આવીશ. હે માલતી! બીજા ફુલોમાં ભમરો ભમે છે, તેથી તે બીજામાં મગ્ન થઈ જશે, તેવી ભ્રાંતિ તું મનમાં લાવીશ નહિ. તારી લોકોત્તર સુગંધીની મહત્તા તેને બહાર ફર્યા વિના કેવી રીતે માલુમ પડશે."

આ પ્રમાણે જવાબ મલવાથી વિદ્યુલ્લતા મૌન રહી. સવારે પતિ ચાલ્યો, ત્યારે દહીં સહિત કરંબક કરીને તેણીએ બંગાળદેવને ભાતામાં આપ્યો. તે કરંબક લઈને પગે ચાલતો તે આગળ વધ્યો. દોઢેક કલાક ચાલ્યા પછી રસ્તામાં એક નિર્મળ પાણીવાળું સરોવર આવ્યું. તે સ્થળે તે ખાવા બેઠો. આવા નિર્જન સ્થાનમાં પણ તે ખાવા બેઠો ત્યારે છીંક થઈ; તેથી તે ખાધા વગર આગળ ચાલ્યો. થોડેક દૂર જઈને ફરી જમવા બેઠો અને ફરી છીંક થઈ. આ પ્રમાણે ત્રણ વખત છીંક થવાથી બંગાળદેવે તે કરંબક ખાધો જ નહિ.

તેવામાં એક જટાધારી તાપસ તેને મળ્યો. તેની સાથે વાતો કરતો કરતો તે કેટલેક દૂર નીકળી ગયો. ત્યાં પાછું એક સુંદર જળાશય આવ્યું, ત્યાં બધો કરંબક તેણે તે જટાધારીને આપી દીધો. જટાધારીએ જેવો તે કરંબક ખાધો કે તરત જ તે બોકડો થઈ ગયો, અને તે બોકડો પાછો વિદ્યુલ્લતાના પિયેર તરફ ચાલ્યો.

બંગાળદેવ પણ કુતૂહલ, ભય, શોક વગેરેથી વ્યાકુળ થઈને તે બોકડાની પછવાડે ચાલ્યો. વિદ્યુલ્લતાનો પિતા તે સમયે ઘર બહાર ગએલો હતો. પેલો બોકડો ઘરમાં પેઠો, એટલે વિદ્યુલ્લતાએ એક લાકડી વતી તે બોકડાને મારવા માંડ્યો. બોકડાએ બૂમો મારવા માંડી. વિદ્યુલ્લતા ધીમે ધીમે બોલતી હતી કે–" અરે! જા જા, તેને ઘેર જઈ આવ." લોકો એકઠા થઈ ગયા.

તેઓએ પૂછ્યુ કે–" તું આ શું કરે છે?"

તેણીએ ખુલાસો કર્યો કે–" મારો પતિ તેની પહેલાંની પત્નીઓને યાદ કરીને તેની પાસે જતો હતો, તેથી કરંબકમાં ઔષધિ ભેળવીને મેં તેને બોકડો બનાવ્યો છે, અને મારું છું."

લોકોને દયા આવવાથી કહ્યુ કે–" હવે તેનુ મૂળ રૂપ કર."

તેણીએ તરત જ બીજો ઔષધોપચાર કર્યો, એટલે તે બોકડો તરત જ જટાધારી થઈ ગયો.

લોકોએ પૂછ્યું કે–" બાવાજી! આ શું?"

બાવાજીએ પોતાની પ્રથમ અવસ્થા યાદ કરીને કહ્યું કેઃ

" અરે ભાઈઓ! વિશ્વાસ રાખીને જે કરંબક ખાય છે તે આવી વિડંબના સહન કરે છે, તેમાં કોઈનો દોષ નથી." પછી તેણે બધી હકીકત જે બની હતી તે કહી.

લોકોએ પૂછયુ કે-"ત્યારે જે વિદ્યુલ્લતાનો પતિ છે તે કયાં ગયો ?"

આ પ્રમાણે પૂછવાથી તરત જ અંગાળદેવ હાજર થયો. તેણે પણ લોકોના સાંભળતાં કહ્યું કે-"જો છીંકના અપશુકન ન ગણકારતા મેં જો કરંભકનુ ભોજન કર્યું હોત, તો બાવાજીની જે દશા થઇ; તે જ દશા મારી થાત." આ પ્રમાણે બોલીને તેણે વિસ્તારથી પોતાની બધી કથા કહી બતાવી.

પછી તે બધાને છોડી દઇને તે મુનિમહારાજની પાસે ગયો. મુનિએ ઉપદેશ આપ્યો કે-"કામભોગ દુઃખથી જ મેળવાય છે, અને ભોગવતાં પણ તે દુઃખ જ આપે છે; તેથી દુઃખ સહન કરવાની તારી ઈચ્છા ન હોય, તો કામભોગને વહાલા ગણીશ નહિ." આ પ્રમાણેનો ઉપદેશ સાંભળીને તેણે વૈરાગ્ય ઉત્પન્ન થયો, કામભોગ છોડી દીધા અને દીક્ષા લઇને તીવ્ર તપસ્યા કરીને, મરણ પામીને દેવલોકમાં ઉત્પન્ન થયો.

સ્ત્રીઓનો બહુ વિશ્વાસ કરવો નહિ, કારણકે જયાં સુધી સ્વાર્થ હોય ત્યાં સુધી તો અનુકૂળ રીતે વર્તન રાખે છે; પરંતુ જયારે સ્વાર્થ પતી જાય છે, ત્યારે અદેખાઈને લીધે તે ગમે તેવું કષ્ટ ઉપજાવતાં વિચાર કરતી નથી. સ્ત્રી અથવા પુરુષ બંને સ્વાર્થભ્રષ્ટ થતાં, એક બીજાને પ્રતિકૂળ થતાં કોઇ પણ જાતનો વિચાર કરતાં નથી; તેથી બહુજ વિચાર કરીને સંસાર વ્યવહાર ચલાવવો જોઇએ.